રીતે બીજા ઉપયોગ માનવા ન માનવાની જુદી જુદી [36]માન્યતાઓ છે તે કોઈ પણ દિગંબરીય ગ્રન્થમાં દેખાતી નથી અને શ્વેતાંબરીય ગ્રંથોમાં છે.

ઉક્ત દલીલો વા૦ ઉમાસ્વાતિને દિગંબર પરંપરાના નથી એમ સાબિત કરે તોયે એ તો જોવાનું બાકી જ રહે છે કે ત્યારે તેઓ કઈ પરંપરાના હતા? નીચેની દલીલો તેમને શ્વેતાંબર પરંપરાના હોવાની તરફ લઈ જાય છે. ૧ પ્રશસ્તિમાં જણાવેલી [37]ઉચ્ચનાગરી શાખા શ્વેતાંબરીય પટ્ટાવલીમાં છે. ૨ અમુક વિષયપરત્વે મતભેદ કે વિરોધ[38] બતાવ્યા છતાં પણ કોઈ એવા પ્રાચીન કે અર્વાચીન શ્વેતાંબર આચાર્ય નથી કે જેણે દિગંબર આચાર્યોની પેઠે ભાષ્યને અમાન્ય રાખ્યું હોય. ૩ ઉમાસ્વાતિની કૃતિ તરીકે માનવામાં શંકાને ભાગ્યે જ અવકાશ છે એવા [39]પ્રશમરતિ ગ્રંથમાં મુનિના વસ્ત્ર-પાત્રનું વ્યવસ્થિત નિરૂપણ જોવામાં આવે છે જેને શ્વેતાંબર પરંપરા

અને તીર્થદ્વારની વિચારણા પ્રસંગે જૈનદૃષ્ટિને બંધ બેસે એવા ભાષ્યના વક્તવ્યને બદલી તેને સ્થાને રૂઢ દિગંબરીયત્વપોષક અર્થ કરવામાં આવ્યો છે. તો પછી ૯, ૪૭ની સર્વાર્થસિદ્ધિમાં પુલાક આદિમાં લિંગદ્વારનો વિચાર કરતાં તેમ કેમ નથી કર્યું અને રૂઢ દિગંબરીયત્વથી વિરુદ્ધ જતા ભાષ્યના વક્તવ્યને અક્ષરશઃ કેમ લેવામાં આવ્યું છે? આનો ઉત્તર એ જ લાગે છે કે સિદ્ધમાં લિંગદ્વારની વિચારણામાં પરિવર્તન કરી શકાય તેવું હતું માટે ભાષ્ય છોડી પરિવર્તન કર્યું. પણ પુલાક આદિમાં દ્રવ્ય લિંગના વિચાર પ્રસંગે બીજું કાંઈ પરિવર્તન શક્ય હતું નહિ, તેથી ભાષ્યનું જ વક્તવ્ય અક્ષરશઃ રાખ્યું. જો કોઈ પણ રીતે પરિવર્તન શક્ય જણાયું હોત તો પૂજ્યપાદ નહિ તો છેવટે અકલંક પણ એ પરિવતન કરત.

૩૬ જુઓ ૧, ૩૧ નું ભાષ્ય.

૩૭ જુઓ પૃ૦ ૮ અને ૫.

૩૮ જુઓ પૃ૦ ૨૯ અને ૩૦ ઉપરની ૪, ૫, ૭, ૯ નંબરની દલીલો.

૩૯ જુઓ શ્લોક નં૦ ૧૩૫ થી.

નિર્વિવાદપણે સ્વીકારે છે. ૪ ઉમાસ્વાતિના વાચકવંશનો ઉલ્લેખ અને તે જ વંશમાં થયેલ અન્ય આચાર્યોનું વર્ણન શ્વેતાંબરીય પટ્ટાવલીઓ–પન્નવણા અને નંદિની સ્થિરાવલી–માં છે.

આ દલીલો વા૦ ઉમાસ્વાતિને શ્વેતાંબર પરંપરાના મનાવે છે; અને અત્યારસુધીના સમગ્ર શ્વેતાંબર આચાર્યો તેમને પોતાની જ પરંપરાના પ્રથમથી માનતા આવ્યા છે. તેમ છતાં તેમની પરંપરા વિષે કેટલાક વાચન અને વિચાર પછી જે કલ્પના અત્યારે આવી છે તેને પણ અભ્યાસિયોના વિચાર અર્થે અહીં મૂકી દેવી યોગ્ય ધારું છું.

જ્યારે કોઇ મહાન નેતાના હાથે સ્થપાયેલ સંપ્રદાયમાં મતભેદનાં બીજો નંખાય છે, ફાંટાનાં મૂળો બંધાય છે અને ધીરે ધીરે તે વિરોધનું રૂપ લ્યે છે અને એક બીજાના પ્રતિસ્પર્ધી–પ્રતિપક્ષ તરીકે સ્થિર થાય છે ત્યારે તે મૂળ સંપ્રદાયમાં એક એવો વર્ગ ઉભો થાય છે કે જે પરસ્પર વિરોધકર્તા અને લડતા એકે ફાંટાની દુરાગ્રહી તરફેણ ન કરતાં પોતાનાથી બને ત્યાં સુધી મૂળ પ્રવર્તક પુરુષના સંપ્રદાયને તટસ્થપણે સાચવી રાખવાનો અને તે રૂપે જ સમજાવવાનો પ્રયત્ન કરે છે. મનુષ્ય સ્વભાવના નિયમને અનુસરતી આ કલ્પના જો સાચી હોય તો પ્રસ્તુતમાં એમ કહેવું પ્રાપ્ત થાય છે કે જ્યારે શ્વેતાંબર અને દિગંબર બંને પક્ષોએ પરસ્પર વિરોધીપણાનું રૂપ લીધું અને અમુક બાબતો પરત્વે મતભેદના ઝઘડા તરફ તેઓ ઢળ્યા ત્યારે ભગવાન મહાવીરના શાસનને માનતો અમુક વર્ગ એ બંને પક્ષોથી તટસ્થ રહી પોતાથી બને ત્યાં સુધી મૂળ સંપ્રદાયને સાચવવાના કામમાં પડ્યો. એ વર્ગનું કામ મુખ્યપણે પરંપરાથી ચાલ્યા આવતા શાસ્ત્રોને કંઠસ્થ રાખી તેને ભણવા, ભણાવવાનું હતું અને પરંપરાથી પ્રાપ્ત થયેલો તત્ત્વજ્ઞાન કે આચારને લગતી બધી બાબતો સંઘરી રાખી પોતાની શિષ્યપરંપરાને આપવી એ હતું. જેમ વેદરક્ષક પાઠકો શ્રુતિઓને બરાબર કંઠસ્થ રાખી એક પણ માત્રાનો ફેર ન પડે તેવી રીતે સાચવી રાખતા અને શિષ્ય-પરંપરાને શીખવાડતા, તે જ પ્રમાણે એ તટસ્થ વર્ગ, જૈન શ્રુતને કંઠસ્થ

રાખી તેની વ્યાખ્યાઓ સમજતો, તેના પાઠભેદો તથા તેને લગતી કલ્પના સંભાળતો અને શબ્દ અને અર્થથી પઠન, પાઠન દ્વારા પોતાના શ્રુતને વિસ્તારતો. એ જ વર્ગ 'વાચક'[૪૦] તરીકે પ્રસિદ્ધ થયો. એ જ કારણથી તેને પટ્ટાવલીમાં વાચકવંશ કહેવામાં આવ્યો હોય એમ લાગે છે. દરેક સાધુ પછી તે સામાન્ય સાધુ હોય કે આચાર્ય, ઉપાધ્યાય હોય તેનું કામ શાસ્ત્રના પઠન, પાઠનનું તો છે જ; એવી સ્થિતિમાં પટ્ટાવલીમાં એક જુદા વાચકવંશનો નિર્દેશ આવે છે અને અમુક જ આચાર્યો તે વંશમાં થયાનું વર્ણન છે તે એમ સૂચવે છે કે વાચકવંશના નામથી ઓળખાતો અમુક વર્ગ એ કાંઇ સામાન્ય સાધુવર્ગ જેવો ન હતો, પણ તે એક શ્રુતસંરક્ષક અને શ્રુતના પઠન, પાઠનનું કામ કરનાર

---

૪૦ પઠન પાઠનમાં જ મુખ્યપણે પરાયણ એવો એક વાચકવંશ હતો એ કલ્પનાની પુષ્ટિમાં વાચકવંશને નમસ્કાર કરનારી આવશ્યકનિર્યુક્તિની ગાથા ટાંકી શકાય—

" एक्कारस वि गणहरे पवायए पवयणस्स वंदामि ।
सव्वं गणहरवसं वायगवंसं पवयणं च " ॥

જુઓ વિશેષાવશ્યક ભાષ્ય ગાથા ૧૦૬૨ પૃ૦ ૪૯૦. વાચકનો અર્થ પાઠક અને ઉપાધ્યાય છે. પાંચ પરમેષ્ઠિમાં ચોથુ પદ ઉપાધ્યાયનું છે. અસલમાં ઉપાધ્યાય પદનું મહત્ત્વ તેમના શાસ્ત્રરક્ષણ અને પ્રચારના ગંભીર કર્તવ્યમાંથી જ સિદ્ધ થયું છે, નહિ કે માત્ર ઉપાધ્યાય પદવીના કર્તવ્યવિનાના આરોપણથી. આ વાત ઉક્ત ગાથાથી સૂચિત થાય છે.

આ જ મુદ્દાની પુષ્ટિ કરનારો એક સ્પષ્ટ ઉલ્લેખ આવશ્યકચૂર્ણિમાં છે, તેમાં ગણધરવંશ અને વાચકવંશ એ બેનો નિર્દેશ છે અને વાચકવંશની તેમાં વ્યાખ્યા આપી છે કે વાચકવંશ એટલે જેઓએ પરંપરાથી સામાયિક આદિ અર્થ અને ગ્રન્થ વંચાવ્યો છે તે. એ ચૂર્ણિનો પાઠ આ પ્રમાણે છે— " सव्वं गणहरवंसं अज्जसुहम्मे० थेरावलिया वा जेहिं जाव अम्हं सामाइयमादीयं वादितं । वायगवंसो णाम जेहिं परंपरएणं सामाइयादि अत्थो गंथो य वादितो अण्णो गणहरवंसो अण्णो य वायगवंसो तेण पत्तेयं क्रियते," (पृ० ८६)

યથાર્થ નામધારી વિશિષ્ટ વર્ગ હતો; એ વર્ગમાં કોઈ શ્રુતાભ્યાસ વિનાનો દાખલ થઈ શકતો જ ન હતો. આજકાલ જેમ પંન્યાસ, ગણી ઉપાધ્યાય અને આચાર્યની પદવી શ્રુતના અભ્યાસ વિના પણ મેળવવી સુકર છે તેમ તે વર્ગમાં દાખલ થનાર માટે ન હતું. વાચકવંશમાં દાખલ થવું એટલે શ્રુતનો વિશિષ્ટ અભ્યાસ અને એના પ્રચારનું કામ કરવાનું હોય જ. આને પરિણામે વાચકપદધારી સાધુઓ નવ નવા ગ્રંથોની રચના કરવાનું સામર્થ્ય પણ ધરાવતા અને પોતાના સમયમાં પોતાની આજુબાજુ વહેતી વિવિધ દાર્શનિક વિચારસરણીઓનો અને વિવિધ શાસ્ત્રોનો અભ્યાસ પણ કરતા; એટલું જ નહિ પણ તેઓ પ્રાકૃત ભાષાના રૂઢિબદ્ધ કિલ્લાને તોડી તે સમયની દાર્શનિકપ્રિય સંસ્કૃત જેવી ભાષાઓ શીખવા પ્રેરાતા, અને વારસામાં પોતાને મળેલું જ્ઞાન જૈનેતર તત્ત્વજ્ઞોને ગ્રાહ્ય બને તે માટે વિદ્વત્પ્રિય સંસ્કૃત જેવી ભાષામાં ગ્રંથો પણ લખતા. એ વાચકવંશના વિદ્વાન સાધુઓને પક્ષાપક્ષી, ગચ્છભેદ અને તદ્દન તુચ્છ જેવી કર્મકાંડવિષયક વિરોધની વાતોમાં રસ ન હતો; તેમનો મુખ્ય રસ શાસ્ત્રચિંતન શાસ્ત્રસંરક્ષણ શાસ્ત્રનિર્માણ અને શાસ્ત્રપ્રચાર તરફ જ હતો. એવો વાચકવંશ કે જેને દિગંબરપણાની કશી પડી પણ ન હતી અગર શ્વેતાંબર કહેવરાવવાનો કાંઈપણ મોહ ન હતો તેમાં ઉમાસ્વાતિ થયેલા હોય એમ લાગે છે. આની પુષ્ટિમાં એ પણ જાણવું જોઈયે કે ઉમાસ્વાતિ પોતાના દીક્ષાગુરુ, વિદ્યાગુરુ અને દીક્ષા તથા વિદ્યાના પ્રગુરુ એ બધાને 'વાચક' તરીકે જ ઓળખાવે છે, એટલું જ નહિ પણ તેઓ તે પ્રગુરુઓ બધાને 'વાચકમુખ્ય' અને 'મહાવાચક' તરીકે ઓળખાવે છે; અને પોતાના દીક્ષાગુરુને 'એકાદશઅંગધારક' એવું વિશેષણ આપી તેમની ખાસ વિશિષ્ટતા સૂચવે છે.

વા૦ ઉમાસ્વાતિ દિગંબર કે શ્વેતાંબર એ બે વિરોધી ફાંટાથી તદ્દન તટસ્થ એવી એક પૂર્વકાલીન જૈનપરંપરામાં થયા હતા એવા આશયની ઉપરની કલ્પના જે બાબતોને લીધે મને થઈ છે તે બાબતો ટૂંકમાં આ પ્રમાણે છેઃ—

૧ શ્વેતાંબરીય આગમ આદિ બધા જ ગ્રંથોમાં નવ તત્ત્વો ગણાવવામાં આવ્યાં છે જ્યારે તત્ત્વાર્થસૂત્રમાં[૪૧] સાત ગણાવી સાતમાં જ નવનો સમાસ કર્યો છે. આ તત્ત્વ સંબંધી સાત સંખ્યાની પરંપરા શ્વેતાંબર ગ્રંથોથી જુદી પડે છે. એ જ રીતે દિગંબરીય કુંદકુંદના ગ્રંથોથી પણ જુદી પડે છે.

૨ શ્વેતાંબરીય કોઈપણ આગમ કે બીજા ગ્રંથમાં નયનો જે જાતનો વિભાગ નજરે પડે છે તે કરતાં તદ્દન જુદી જ જાતનો વિભાગ તત્ત્વાર્થસૂત્રમાં[૪૨] છે; આગમ અને આગમાનુસારી નિર્યુક્તિ આદિ ગ્રંથોમાં સાત નયો [૪૩]સીધી રીતે કહેવામાં આવ્યા છે. સિદ્ધસેન દિવાકર છ નયો કહે છે. જ્યારે તત્ત્વાર્થસૂત્રમાં પ્રથમ પાંચ નયો બતાવી પછી જ પાંચમા નયના ત્રણ ભેદો કરવામાં આવ્યા છે અને એ ત્રણ ભેદોમાં પણ જે 'સાંપ્રત' એવું નામ છે તે તત્ત્વાર્થ સિવાય બીજે ક્યાંયે નથી. જો કે તાત્ત્વિક દૃષ્ટિએ તત્ત્વાર્થગત અને આગમગત નયોના મંતવ્યમાં ભેદ નથી, છતાં વિભાગ અને નામની બાબતમાં તત્ત્વાર્થની પરંપરા શ્વેતાંબર અને દિગંબર બંને પરંપરાથી સ્પષ્ટ રીતે જુદી પડે છે.

---

૪૧ જુઓ ૧, ૪ તત્ત્વાર્થસૂત્રોમાં તત્ત્વોની સંખ્યા સાત છે. ત્યારે પ્રશમરતિમાં કા૦ ૧૮૯માં એ સંખ્યા નવની છે. એક જ કર્તા બે જુદા જુદા ગ્રંથોમાં બે જુદી જુદી સંખ્યા કેમ જણાવે ? એ એક સવાલ છે. પણ જો બીજી રીતે તે બન્ને ગ્રંથ એક જ કર્તાના હોવાનું પ્રમાણ મળતું હોય તો એ વિરોધગર્ભિત સવાલનું સમાધાન દુષ્કર નથી. એક ગ્રન્થમાં પ્રસિદ્ધિ પ્રમાણે નવતત્ત્વ જણાવ્યાં હોય અને બીજા ગ્રંથમાં તે જ ગ્રન્થકારે વિચાર કરી સાત સંખ્યા મૂકી પોતાનું વ્યક્તિત્વ દાખવ્યું હોય એમ બનવું સંભવિત છે. ઘણા ગ્રંથકારો પોતાની જુદી જુદી કૃતિઓમાં એક જ વસ્તુને અનેકરૂપે પ્રતિપાદન કરતા પહેલેથી દેખાય છે.

૪૨ જુઓ ૧, ૩૪–૩૫.

૪૩ સીધી રીતે એટલા માટે કે પાંચ નયોનું પ્રકારાંતરરૂપે નિર્યુક્તિમાં કથન છે જ. વિશેષાવશ્યકભાષ્ય ગા૦ ૨૨૬૪. આ પ્રકારાંતરત ત્ત્વાર્થમાં ઉતરી આવેલી પરંપરાનું હોય એવો સંભવ છે.

૩ શ્રાવકોનાં બાર વ્રતોનાં વર્ણનમાં તત્ત્વાર્થસૂત્રનો[૪૪] ક્રમ શ્વેતાંબરીય સમગ્ર ગ્રંથોથી નિરાળો છે, તત્ત્વાર્થમાં સાતમું 'દેશવ્રત' અને અગિયારમું 'ઉપભોગપરિભોગ વ્રત' ગણાવવામાં આવ્યું છે જ્યારે શ્વેતાંબરીય બધા જ ગ્રંથોમાં એ સાતમું વ્રત 'દેશાવકાશિક' નામના દશમા વ્રત તરીકે અને અગિયારમા 'ઉપભોગપરિભોગ વ્રત'ને સાતમા વ્રત તરીકે વર્ણવવામાં આવ્યું છે, આમાં ફક્ત ક્રમનો જ પરંપરા ભેદ છે, તાત્ત્વિક ભેદ કશો જ નથી.

૪ તત્ત્વાર્થસૂત્રમાં[૪૫] જે પાપ અને પુણ્ય પ્રકૃતિનો વિભાગ છે તે અત્યારે ઉપલબ્ધ કોઇ પણ શ્વેતાંબરીય કે દિગંબરીય ગ્રંથની પરંપરામાં નથી. તત્ત્વાર્થસૂત્રમાં પુરુષવેદ, હાસ્ય, રતિ અને સમ્યક્ત્વ-મોહનીય એ ચારને પુણ્યપ્રકૃતિમાં ગણાવેલ છે જ્યારે બધાય શ્વેતાંબરીય અને દિગંબરીય ગ્રંથોની પરંપરામાં એમ નથી.

૫ તપના એક ભેદરૂપ પ્રાયશ્ચિતના નવ પ્રકારો તત્ત્વાર્થના મૂળ[૪૬] સૂત્રમાં જ છે. જ્યારે જૂના શ્વેતાંબરીય આગમોમાં[૪૭] એના દશ ભેદો કહેવામાં આવ્યા છે.

૬ ૧, ૮ ના ભાષ્યમાં સમ્યગ્દર્શન અને સમ્યગ્દષ્ટિ શબ્દનો અર્થ અનુક્રમે છાદ્મસ્થિક સમ્યક્ત્વ અને કેવલિગત સમ્યક્ત્વ એવો કરવામાં આવ્યો છે. આવો અર્થભેદ તત્ત્વાર્થ સિવાયનાં કોઇપણ શ્વેતાંબરીય આગમોમાં અગર દિગંબરીય પ્રાચીન ગ્રંથોમાં દેખાતો નથી. એ અર્થભેદને લીધે સમ્યગ્દર્શન અને સમ્યગ્દષ્ટિ શબ્દોની પરિભાષા ફક્ત ભાષ્યમાં જ જુદી ઘડાઈ છે.

૭ જો કે અત્યારે ઉપલબ્ધ[૪૮] ભાષ્યમાં ૫૬ અંતરદ્વીપોનું

---

૪૪ જુઓ ૭, ૧૬.

૪૫ જુઓ ૮, ૨૬.

૪૬ જુઓ ૯, ૨૨.

૪૭ ઉત્તરાધ્યયન અધ્ય૦ ૩૦ ગાથા ૩૧.

૪૮ જુઓ ૩, ૧૫.

વર્ણન છે પણ એ ભાષ્ય ઉપરની ઉપલબ્ધ બન્ને ટીકાઓના રચનાર શ્વેતાંબરીય આચાર્યો કહે છે કે ૯૬ અંતરદ્વીપ ભાષ્યોમાં દેખાય છે આ કથન એમ સૂચવે છે કે તે ટીકાકારોના વખતમાં ભાષ્યોમાં[૪૯] ૯૬ અંતરદ્વીપોનું વર્ણન હતું. આ વર્ણન કોઇપણ શ્વેતાંબરીય ગ્રંથથી વિરુદ્ધ છે. જો વા૦ ઉમાસ્વાતિ શ્વેતાંબરીય પરંપરાના હોય તો કદી શ્વેતાંબરીય આગમ આદિ ગ્રંથોથી તદ્દન વિરુદ્ધ અને ફક્ત દિગંબરીય ગ્રંથોમાં જ મળે છે તેવું અંતરદ્વીપનું વર્ણન ન જ કરે.

૮ તત્ત્વાર્થભાષ્યમાં[૫૦] જે બીજા સંહનનનું અર્ધવજ્રર્ષભનારાચ એવું નામ છે અને પર્યાપ્તિઓની[૫૧] પાંચ સંખ્યા છે તે સામાન્ય રીતે શ્વેતાંબરીય કે દિગંબરીય ગ્રંથોની પ્રસિદ્ધ પરંપરાથી ભિન્ન છે.

૯ દશ યતિધર્મમાં તપના વર્ણન પ્રસંગે ભિક્ષુની બાર પ્રતિમાઓનું વર્ણન છે. તેમાં આઠમી નવમી અને દશમી એ ત્રણ પ્રતિમાઓને ભાષ્યમાં[૫૨] અનુક્રમે સાત ચૌદ અને એકવીશ રાતના પરિમાણવાળી કહી છે. ભાષ્યના એ કથનને કોઇ પણ શ્વેતાંબરીય સૂત્રનો ટેકો નથી. ભાષ્યની એ પરંપરા કરતાં શ્વેતાંબરીય આગમની પરંપરા જુદી જ છે. કારણ કે આગમમાં તો એ ત્રણે પ્રતિમાઓ સાત સાત રાતના પરિમાણવાળી છે. એમ ભાષ્યના જ ટીકાકારો કહે છે, એટલે એ બાબતમાં ભાષ્ય અને આગમની પરંપરા જુદી છે.

૧૦ પુલાક બકુશ આદિ નિર્ગ્રંથોમાં શ્રુત અને પ્રતિસેવના આ-

---

૪૯ વૃત્તિકારે વાપરેલ '**भाष्येषु**' એ બહુવચનથી કાંતો ભાષ્યની પ્રતિઓ એવો અર્થ હોય અને કાંતો તે વખતે મળતી બીજી ટીકાઓ એવો અર્થ હોય એમ લાગે છે.

૫૦ જુઓ ૮, ૧૨.

૫૧ બધા જ શ્વેતાંબરીય ગ્રંથોમાં છ પર્યાપ્તિની પરંપરા છે અને તે જ જાણીતી છે. માત્ર રાજપ્રશ્નીય સૂત્રમાં પૃ૦ ૬૮ માં ભાષા અને મનને એક ગણી પાંચ પર્યાપ્તિનું કથન છે.

૫૨ જુઓ ૯, ૬.

દિનું નિરૂપણ કરતાં [53]ભાષ્યમાં જે કહેવામાં આવ્યું છે તેને ભાષ્યના જ ટીકાકારો શ્વેતાંબરીય આગમપરંપરાથી ભિન્ન પ્રકારનું કહી આગમપરંપરા કેવી છે તે બતાવે છે. દા૦ ત૦ ભાષ્યમાં પુલાક, બકુશ અને પ્રતિસેવનાકુશીલને વધારેમાં વધારે દશપૂર્વધર કહ્યા છે ત્યારે આગમમાં નવપૂર્વધર કહ્યા છે વગેરે. દિગંબર પરંપરાના ટીકાગ્રંથોમાં આ વાત શબ્દશઃ ભાષ્ય પ્રમાણે જ છે.

૧૧ સૌથી છેલ્લી અને મહત્ત્વની દલીલ એ છે કે જો વા૦ ઉમાસ્વાતિ રૂઢ શ્વેતાંબરીય અગર રૂઢ દિગંબરીય હોત તો ગમે તેટલું મહત્ત્વનું હોવા છતાં તેઓનું તત્ત્વાર્થ મૂળ શાસ્ત્ર જે રીતે પ્રથમથી આજ સુધી ઉભય સંપ્રદાયને માન્ય થતું આવ્યું છે તે રીતે માન્ય ન થાત અને ભાષ્યમાં ક્યાંક ક્યાંક સર્વાર્થસિદ્ધિની પેઠે વિરોધી સંપ્રદાયનું થોડું કે ઘણું ખંડન અવશ્ય હોત. પણ તેમ નથી. દા૦ ત૦ ૮,૧ ની સર્વાર્થસિદ્ધિમાં મિથ્યાદર્શનની વ્યાખ્યા કરતાં પૂજ્યપાદે પ્રથમ તો જૈનેતર દર્શનોને મિથ્યાદર્શન કહ્યાં છે અને પછી સંપ્રદાયનો અભિનિવેશ ન રોકાઈ શકાવાથી '**अथवा**' એમ કહી શ્વેતાંબર માન્યતાઓને પણ મિથ્યાદર્શન કહેલ છે. આ સ્થળે ભાષ્યમાં શ્વેતાંબર કે દિગંબર કોઈની વિરુદ્ધ કાંઈ કહેવામાં નથી આવ્યું. ફક્ત જૈનદર્શનને જ પોષક થાય એવું સામાન્ય કથન છે.

શ્વેતાંબર અને દિગંબર સંપ્રદાયનાં વિરોધનું બીજ પહેલેથી આજસુધી મુખ્યપણે એ ચાલ્યું આવ્યું છે કે ભિક્ષુકોએ કપડાં રાખવાં અને ન રાખવાં; આવા પ્રબલ વિરોધની મૂળ વાત વિષે [54]સૂત્ર કે ભાષ્યમાં વા૦ ઉમાસ્વાતિ કાંઇ જ સ્પષ્ટ કહેતા નથી. સાધુઓના બાવીશ પરીષહો ગણાવતાં તેઓ 'નગ્નત્વ' પરીષહને આગમપ્રમાણે ગણાવે છે; પણ નગ્નત્વ એટલે શું? એ વિષે ભાષ્ય સુદ્ધાંમાં કશું જ કહેતા નથી. જ્યારે ભાષ્ય ઉપરની ટીકાઓમાં શ્વેતાંબર આચાર્યો ભિક્ષુકોએ વસ્ત્રધારણ કરવા વિષેની સ્વસંમત મર્યાદાનું વિસ્તૃત વર્ણન

૫૩ જુઓ ૯, ૪૯.
૫૪ જુઓ ૯, ૯.

આપે છે અને એ જ 'નગ્નત્વ' પરીષહ ઉપર લખતાં દિગંબરીય ટીકાકારો પોતાને અભિપ્રેત એવો તદ્દન નગ્ન રહેવાનો અર્થ સ્પષ્ટપણે કરે છે. નિર્વિવાદ એવા શ્વેતાંબરીય અને દિગંબરીય આચાર્યોની ટીકાઓમાં સંપ્રદાયવિરોધ જે સ્પષ્ટ દેખાય છે તે સૂત્ર કે ભાષ્ય સુદ્ધાંમાં નથી. કોઈ પણ એક રૂઢ સંપ્રદાયમાં પડ્યા પછી તે સંપ્રદાયના અભિનિવેશી વાતાવરણને વશ થયા વિના જો તત્ત્વાર્થ લખાયું હોત તો તે એ સંપ્રદાયમાં કદી પ્રમાણરૂપે મનાત નહિ એ વાત સંપ્રદાયનો ઇતિહાસ જાણનાર સહજ સમજી શકે તેવી છે.

એકંદર પટ્ટાવલીઓમાં આવેલ વાચકવંશના સૂચક ઉલ્લેખથી, ઉમાસ્વાતિની પ્રશસ્તિમાં બધાઓની સાથે જોડાયેલ 'વાચક' પદના વિશેષણથી અને મથુરામાં થયેલી વાચનાના આગેવાન અનુયોગધર સ્કંદિલાચાર્યના ઇતિહાસથી તેમજ અત્યારે વિદ્યમાન આગમપાઠમાં અનુયોગધર નાગાર્જુનના પાઠાંતરોની ચાલી આવતી નોંધથી અને છેવટે ઉપરની ૧૧ દલીલોથી એમ માનવા લલચાઇ જવાય છે કે 'વાચક' નામનો એક વિશિષ્ટ વિદ્યાપ્રિય ૫૫વર્ગ તટસ્થપણે ચાલ્યો આવતો અને તે જ વંશમાં ઉમાસ્વાતિ થયા.

---

૫૫ પ્રાચીન પરંપરામાં એવા કેટલાય વિદ્યાપ્રિય અને તટસ્થ વર્ગોની બહુ ઓછી નોંધ રખાઈ છે. એવા વર્ગોમાંનો એક વર્ગ જે યાપનીયતંત્ર કે યાપનીયસંઘને નામે પ્રસિદ્ધ છે, એ સંઘના કેટલાક બાહ્ય આચારો દિગંબર સંપ્રદાયને મળતા આવે છે. એટલે એઓ નગ્ન રહે છે વગેરે. અને એમના કેટલાક ધાર્મિક સિદ્ધાંતો શ્વેતાંબર સંપ્રદાયને મળતા આવે છે એટલે કેવળજ્ઞાની પણ આપણી જેમ અનાસક્તભાવે ભોજન લે છે. અને સ્ત્રીઓ પણ સ્ત્રીશરીરદ્વારા જ નિર્વાણની અધિકારી થઇ શકે છે વગેરે. એક રીતે જોઇએ તો આ વર્ગ લગભગ તટસ્થ જેવો છે. જ્યારે આ વર્ગ દક્ષિણ હિંદુસ્થાનમાં હતો ત્યારે દિગંબર પંથના કટ્ટર ધર્મગુરુઓ પોતાના સંપ્રદાયના લોકોને કહેતા કે 'એ યાપનીઓથી ચેતતા રહેજો. એઓ તો અંદરથી શ્વેતાંબરીઓ જેવા છે અને માત્ર બહારથી જ દિગંબરીઓ લાગે છે. જ્યારે વલભીમાં સેવડ–શ્વેતપટ સંઘ ઉત્પન્ન થયો ત્યારે તેઓ તેમાંથી નીકળ્યા છે.' અને શ્વેતાંબર પંથના ચુસ્ત ધર્મગુરુઓ

આમ હોવા છતાં તે વંશને તેમજ તે વંશની ઉચ્ચનાગર જેવી શાખાને શ્વેતાંબરીય પટ્ટાવલીમાં સ્થાન મળ્યું અને દિગંબરોએ પોતાની પટ્ટાવલીમાં તેમને સ્થાન ન આપ્યું તેનું શું કારણ ? એ પ્રશ્નનો ઉત્તર સહેલો છે અને તે એ છે કે જે પ્રબલ મતભેદ અને વિરોધની બાબતોને કારણે એક ફાંટો જુદો પડયો અને જે આગળ જતાં દિગંબર તરીકે રૂઢ થયો તે બાબતો પ્રથમથી જ વાચકવંશના શ્રુતમાં હતી અને તે મૂળ પરંપરાની હોઇ શ્વેતાંબર પક્ષ સાથે વધારે બંધ બેસતી; આથી જ એકવાર તટસ્થ રહેલો પણ એ વાચકવંશ શ્વેતાંબર પટ્ટાવલીમાં દાખલ થઈ ગયો અને એ ક્યારેક તટસ્થ હતો એ વાત જ ભૂલાઈ ગઈ અને શ્વેતાંબર આચાર્યોએ પોતાની સાથે ખાસ વિરોધ આવતો ન હોવાથી એ વંશને પોતાનો જ કરી લીધો. અને એ વંશમાં જે કાંઈ થોડી ઘણી તત્ત્વજ્ઞાનને લગતી કે આચારને લગતી ભિન્ન માન્યતાઓ હતી તેને પણ મતભેદ તરીકે અગર સિદ્ધાંત તરીકે અપનાવી પોતામાં સમાવી દીધી.

સૂત્ર અને ભાષ્ય બંનેને પ્રમાણભૂત માની તેના ઉપર ટીકા

---

પોતાના સંપ્રદાયના લોકોને કહેતા કે 'એ યાપનીયમતથી સાવધાન રહેજો એઓ તો ખરા દિગંબરીય છે પણ આપણને છેતરવા થોડી થોડી વાતો આપણે માનીએ તેમ કહે છે.' ખરી રીતે વિચારીએ તો એ પક્ષ રૂઢ દિગંબર ન હતો તેમ રૂઢ શ્વેતાંબર ન હતો. એ તો તટસ્થપણે રહેનારો અને ઉપયોગી માન્યતાઓને માનનારો એક મધ્યસ્થ વર્ગ હતો. આ વિષે ડૉ૰ લ્યુડર્સે જે લખ્યું છે તે વાંચવા જેવું હોઈ તે માટે જુઓ એપિગ્રાફિયા ઇંડિકા વો૰ ૪ પૃ૰ ૩૩૮ પેરેગ્રાફ છેલ્લો. તેમજ હોર્નલસંપાદિત દિગંબરીય પટ્ટાવલી. ઇંડિયન એંટીકવેરી વો૰ ૨૧ પૃ૰ ૬૭ ફુટનોટ ૧૬, ૧૭ અને એપિગ્રાફિકા કર્ણાટિકા વો૰ ૧૨ પ્રસ્તાવના પૃ૰ ૫ પેરેગ્રાફ પેલો બીજો.

જેમ આ વર્ગ તટસ્થ હતો તેમજ આ વાચકવર્ગ પણ તટસ્થ હોય, એને શ્વેતાંબર કે દિગંબર કોઈની પરવા ન હોય માત્ર સત્ય અને સદાચાર મુખ્ય રાખીને એ વંશની પરંપરા ચાલતી હોય એમ એ ઉમાસ્વાતિ વાચકની કૃતિ ઉપરથી સમજી શકાય છે.

લખનાર શ્વેતાંબર આચાર્યોની દૃષ્ટિમાંથી વા૦ ઉમાસ્વાતિની તટસ્થ પરંપરા વિષેનું ઐતિહાસિક તથ્ય ભૂલાઇ ગયું જેથી તેઓ દરેક એમ જ માનતા કે વાચક તો અમારા જેવા રૂઢ શ્વેતાંબરીય હોઈ અમારી પેઠે જ આગમપરંપરાના ધારક હોવા જોઇએ. તેથી ભાષ્ય ઉપર ટીકા લખતાં જ્યાં જ્યાં શ્વેતાંબર આચાર્યોને પોતામાં ચાલતી પરંપરા કરતાં ભિન્ન જણાયું ત્યાં કાંતો તેમણે વાચકને [૫૬]'सूत्रानभिज्ञ' અને 'प्रमत्त' જેવા શબ્દોથી નવાજ્યા અને કાંતો આ વસ્તુ પ્રક્ષિપ્ત છે અગર તો આગમથી જુદી છે. એટલું જ કહી [૫૭]સંતોષ પકડ્યો; અને ક્યાંક તો તેઓ પોતાની ચાલુ પરંપરા કરતાં જુદું જ વર્ણન જોઈ એટલે સુધી ભડક્યા અને ભાષ્યનો આ સ્થળનો અસલી ભાગ કોઈના દ્વારા નાશ પામ્યો છે અને ઉપલબ્ધ ભાગ એ તો પ્રક્ષિપ્ત છે એમ કહી તેઓએ યથાર્થ પાઠને પ્રક્ષિપ્તપણાની ભ્રાંતિથી ફેંકી દીધો અને તેવી જગ્યાએ પોતાની પરંપરા પ્રમાણે આગમાનુસારી પાઠ જેવો હોવો ઘટે તેવો બનાવી અસલી ભાષ્ય તરીકે [૫૮]ગોઠવી દીધો. જો રૂઢ શ્વેતાંબરીય ટીકાકારો વા૦ ઉમાસ્વાતિને તટસ્થ પરંપરાના સમજ્યા હોત તો તેવા મતભેદવાળા સ્થળોમાં બહુ તો એટલું જ કહેત કે આ બાબત વિષે આવું પણ મતાંતર છે.

---

૫૬ "**नेदं पारमर्षप्रवचनानुसारि भाष्यं किं तर्हि ? प्रमत्तगीतमेतत् । वाचको हि पूर्ववित् कथमेवंविधमार्षविसंवादि निबध्नीयात् ? सूत्रानवबोधादुपजातभ्रान्तिना केनापि रचितमेतद् वचनकम्** ९, ६ની ભાષ્યવૃત્તિ પૃ૦ ૨૦૬.

૫૭ જુઓ ૩, ૯ તથા ૯, ૪૯ ના ભાષ્યની બન્ને વૃત્તિઓ.

૫૮ "**पतत्थान्तरद्वीपकभाष्यं प्रायो विनाशितं सर्वत्र कैरपि दुर्विदग्धैर्येन षण्णवतिरन्तरद्वीपका भाष्येषु दृश्यन्ते । अनार्षं चैतदध्यवसीयते जीवाभिगमादिषु षट्पञ्चाशदन्तरद्वीपकाध्ययनात्** ××× "। ૩, ૧૫ ની ભાષ્યવૃત્તિ પૃ૦ ૨૬૭.

**જાતિ અને જન્મસ્થાન** પ્રશસ્તિમાં સ્પષ્ટ રીતે જાતિ વિષે કાંઈ કથન નથી, છતાં માતાનું ગોત્રસૂચક વાત્સી નામ એમાં છે અને કૌભીષણિ એ પણ ગોત્રસૂચક વિશેષણ છે. આ ગોત્રનો નિર્દેશ ઉમાસ્વાતિ બ્રાહ્મણ જાતિના હોવાનું સૂચન કરે છે એમ કહેવું એ ગોત્રપરંપરાને ચીવટથી વળગી રહેનાર બ્રાહ્મણ જાતિના વંશાનુક્રમના અભ્યાસીને ભાગ્યે જ ખોટું દેખાશે. વા૦ ઉમાસ્વાતિના જન્મસ્થાન તરીકે પ્રશસ્તિ 'ન્યગ્રોધિકા' ગામને નિર્દેશે છે; આ ન્યગ્રોધિકા સ્થાન ક્યાં આવ્યું, તેનો ઇતિહાસ શો છે અને અત્યારે તેની શી સ્થિતિ છે? એ બધું અંધારામાં છે; એની શોધ કરવી એ એક રસનો વિષય છે. તત્ત્વાર્થસૂત્રની રચનાના સ્થાન તરીકે પ્રશસ્તિમાં 'કુસુમપુર'નો નિર્દેશ છે. કુસુમપુર એ જ અત્યારનું બિહારમાં આવેલું પટણા. પ્રશસ્તિમાં કહેવામાં આવ્યું છે કે વિહાર કરતાં કરતાં પટણામાં તત્ત્વાર્થ રચ્યું. આ ઉપરથી નીચેની કલ્પનાઓ સ્ફુરે છે. ૧ ઉમાસ્વાતિના સમયમાં અને તેથી કાંઈ આગળ પાછળ મગધમાં જૈન ભિક્ષુકોનો ખૂબ વિહાર થતો હોવો જોઈએ અને તે તરફ જૈનસંઘનું બળ અને આકર્ષણ હોવું જોઈએ. ૨ વિશિષ્ટ શાસ્ત્રના લેખક પણ જૈન ભિક્ષુકો પોતાની અનિયત સ્થાનવાસની પરંપરાને બરાબર સાચવી રહ્યા હતા અને તેમ કરી તેઓએ પોતાના કુળને 'જંગમ વિદ્યાલય' બનાવી દીધું હતું. ૩ વિહારસ્થાન પાટલીપુત્ર (પટણા) અને મગધદેશથી જન્મસ્થાન ન્યગ્રોધિકા સામાન્ય રીતે બહુ દૂર તો નહિ જ હોય.

## ૨ વ્યાખ્યાકારો

તત્ત્વાર્થના વ્યાખ્યાકારો શ્વેતાંબર, દિગંબર બંને સંપ્રદાયમાં થયેલા છે; પરંતુ એ બેમાં ફેર એ છે કે મૂળ સૂત્ર ઉપર સીધી વ્યાખ્યા સૂત્રકાર ઉમાસ્વાતિ સિવાય બીજા કોઈ શ્વેતાંબરીય વિદ્વાને લખી હોય તેમ જણાયું નથી; જ્યારે દિગંબરીય બધા લેખકોએ સૂત્રો ઉપર જ પોતપોતાની વ્યાખ્યાઓ લખી છે. શ્વેતાંબરીય અનેક વિદ્વા-

નોએ સૂત્રો ઉપરના ભાષ્યની વ્યાખ્યાઓ કરી છે, જ્યારે દિગંબરીય પ્રસિદ્ધ કોઈ વિદ્વાને સૂત્રો ઉપરની વ્યાખ્યા ઉપર લખ્યું હોય તેમ જાણ્યું નથી. બંને સંપ્રદાયના એ વ્યાખ્યાકારોમાં કેટલાક એવા વિશિષ્ટ વિદ્વાનો છે કે જેમનું સ્થાન ભારતીય દાર્શનિકોમાં આવી શકે તેવું છે તેથી તેવા કેટલાક વિશિષ્ટ વ્યાખ્યાકારોનો અત્રે ટૂંક પરિચય આપવા ધાર્યો છે.

**ઉમાસ્વાતિ** સૂત્ર ઉપર ભાષ્યરૂપે વ્યાખ્યા લખનાર સૂત્રકાર પોતે જ ઉમાસ્વાતિ છે: તેથી તેમને વિષે જુદું લખવાપણું નથી રહેતું.

[૫૯]**ગંધહસ્તી** વાચક ઉમાસ્વાતિનાં તત્ત્વાર્થસૂત્ર ઉપર વ્યાખ્યા અગર ભાષ્ય રચનાર તરીકે બે ગંધહસ્તી જૈનપરંપરામાં પ્રસિદ્ધ છે તેમાં એક દિગંબરાચાર્ય અને બીજા શ્વેતાંબરાચાર્ય મનાય છે. ગંધહસ્તી એ વિશેષણ છે. દિગંબરપરંપરામાં થયેલા પ્રસિદ્ધ વિદ્વાન સમંતભદ્રનું એ વિશેષણ મનાય છે અને તેથી ફલિત એમ થાય છે કે આપ્તમીમાંસાના રચનાર ગંધહસ્તિપદધારી સ્વામી સમંતભદ્રે વા૦ ઉમાસ્વાતિના તત્ત્વાર્થસૂત્ર ઉપર વ્યાખ્યા રચી હતી. શ્વેતાંબર પરંપરામાં ગંધહસ્તી એ વિશેષણ વૃદ્ધવાદિશિષ્ય સિદ્ધસેન દિવાકરનું છે એવી માન્યતા અત્યારે ચાલે છે. તે માન્યતા પ્રમાણે ફલિત એમ થાય છે કે સન્મતિના રચનાર અને વૃદ્ધવાદિશિષ્ય સિદ્ધસેન દિવાકરે વા૦ ઉમાસ્વાતિનાં તત્ત્વાર્થસૂત્રો ઉપર વ્યાખ્યા રચી હતી. આ બન્ને માન્યતા અને તે ઉપરથી ફલિત થતું ઉક્ત મંતવ્ય પ્રમાણ વિનાનું હોઇ ગ્રાહ્ય

---

૫૯ 'શક્રસ્તવ' નામે પ્રસિદ્ધ થયેલ "**नमोऽत्थु णं**"ના પ્રાચીન સ્તોત્રમાં "**पुरिसवरगन्धहत्थीणं**" કહીને શ્રીતીર્થંકરને ગંધહસ્તી એવું વિશેષણ આપેલું છે. તથા શકના દશમા અને અગિયારમા સૈકાના દિગંબરીય શિલાલેખોમાં એક યોદ્ધાને ગંધહસ્તીનું ઉપનામ આપેલું છે અને એક જૈનમંદિરનું નામ પણ 'સવતિ ગંધવારણ જિનાલય' છે. જુઓ પ્રો૦ હીરાલાલ-સંપાદિત જૈનશિલાલેખ સંગ્રહ પૃ૦૧૨૩ તથા ૧૨૯, ચંદ્રગિરિપર્વતપરકે શિલાલેખ.

નથી. દિગંબરાચાર્ય સમંતભદ્રની કૃતિ માટે ગંધહસ્તી વિશેષણ વપરાયલું મળે છે. પણ તે [60]ચૌદમા સૈકા પહેલાંના ગ્રન્થોમાં હજી સુધી જોવામાં આવ્યું નથી, અને જે ગ્રન્થો તથા શિલાલેખોમાં તેમને ગંધહસ્તી વ્યાખ્યાના રચયિતા તરીકે ઓળખાવવામાં આવ્યા છે તે ગ્રન્થ તથા શિલાલેખ બહુ તો એટલું જ પૂરવાર કરે છે કે સ્વામી સમંતભદ્રે ગંધહસ્તી નામની કોઈ ટીકા લખી હતી. એ ટીકા વા૦ ઉમાસ્વાતિના તત્ત્વાર્થસૂત્ર પર ન હતી પણ બીજા દિગંબરીય સિદ્ધાંત ગ્રન્થો ઉપર હતી. આ વાત બાબૂ જુગલકિશોરજીએ[61] પોતાના લખેલ 'સ્વામી સમંતભદ્ર' માં બહુ દલીલો આપી સાબીત કરી છે, એટલે દિગંબરપરંપરા પ્રમાણે સમંતભદ્રનું 'ગંધહસ્તી' વિશેષણ ગમે ત્યારથી પ્રચલિત થયેલું માની લઇએ તો પણ તે ઉપરથી એટલું જ નિશ્ચિતરૂપે સિદ્ધ થાય છે કે સ્વામી સમંતભદ્રે વા૦ ઉમાસ્વાતિનાં તત્ત્વાર્થસૂત્રો ઉપર કોઈ ટીકા રચી ન હતી.

વૃદ્ધવાદિશિષ્ય સિદ્ધસેન દિવાકર ગંધહસ્તી છે એવી શ્વેતાંબરીય માન્યતા સત્તરમા અઢારમા સૈકાના પ્રસિદ્ધ વિદ્વાન ઉપાધ્યાય યશોવિજયજીના એક [62]ઉલ્લેખ ઉપરથી બંધાયેલી છે. ઉ૦ યશોવિજયજીએ પોતાના મહાવીરસ્તવમાં ગંધહસ્તીના કથનરૂપે સિદ્ધસેન દિવાકરના સન્મતિની એક ગાથા ટાંકી છે તે ઉપરથી અત્યારે એમ મનાતું આવે છે કે સિદ્ધસેન દિવાકર જ ગંધહસ્તી છે, પણ ઉ૦ યશોવિજયજીનો એ ઉલ્લેખ ભ્રાંતિજનિત છે. આ મુદ્દો સાબીત કરનાર બે પુરાવાઓ અત્યારે સ્પષ્ટ છે. એક તો એ કે ઉ૦ યશોવિજયજી

---

૬૦ જુઓ પંડિત જુગલકિશોરજી લિખિત સ્વામી સમંતભદ્ર-ગ્રંથપરિચય પૃ૦ ૨૧૪-૨૨૦.

૬૧ જુઓ સ્વામી સમંતભદ્ર-ગ્રંથ પરિચય પૃ૦ ૨૩૦-૨૪૩

૬૨ "अनेनैवाभिप्रायेणाह गन्धहस्ती सम्मतौ—" ન્યાયખંડખાદ્ય શ્લો૦ ૧૬ પૃ૦ ૧૬ દ્વિ૦

પહેલાંના કોઈ પણ પ્રાચીન કે અર્વાચીન ગ્રન્થકારોએ સિદ્ધસેન દિવાકર સાથે કે તેમની નિશ્ચિત મનાતી કૃતિઓ સાથે અગર તો એ કૃતિઓમાંથી ઉદ્ધૃત કરેલાં અવતરણો સાથે એકપણ સ્થળે ગંધહસ્તી વિશેષણ વાપર્યું નથી. સિદ્ધસેન દિવાકરની કૃતિના અવતરણ સાથે ગંધહસ્તી વિશેષણ વાપરનાર માત્ર ઉક્ત યશોવિજયજી જ છે એટલે એમનું એ કથન કોઇ પણ પ્રાચીન આધાર વિનાનું છે. તે ઉપરાંત સિદ્ધસેન દિવાકરના જીવનવૃત્તાંતવાળા જે [૬૩]પ્રાચીન કે અર્વાચીન પ્રબંધો મળે છે તેમાં કયાંએ પણ ગંધહસ્તિપદ વપરાયેલું નજરે નથી પડતું. જ્યારે દિવાકરપદ જૂના પ્રબંધો સુદ્ધામાં અને બીજા પ્રાચીન આચાર્યોના [૬૪]ગ્રન્થો સુદ્ધામાં વપરાયેલું મળે છે. બીજો પ્રબળ અને અકાટ્ય પૂરાવો એ છે કે ઉ૦ યશોવિજયજી પહેલાંના [૬૫]અનેક

૬૩ ભદ્રેશ્વરકૃતકથાવલીગત સિદ્ધસેનપ્રબંધ, અન્યલિખિત સિદ્ધસેનપ્રબંધ, પ્રભાવકચરિત્રગતવૃદ્ધવાદિપ્રબંધાન્તર્ગત સિદ્ધસેનપ્રબંધ, પ્રબંધચિંતામણિગત વિક્રમપ્રબંધ અને ચતુર્વિંશતિપ્રબંધ.

સિદ્ધસેનના જીવન પ્રબંધોમાં જેમ દિવાકર ઉપનામ આવે છે અને તેનું સમર્થન મળે છે તેમ ગંધહસ્તી વિષે કાંઈ જ નથી. જો ગંધહસ્તિપદનો આટલો બધો જૂનો પ્રયોગ મળે છે તો એ પ્રશ્ન રહે જ છે કે જૂના ગ્રંથકારોએ દિવાકરપદની જેમ ગંધહસ્તિપદ સિદ્ધસેનના નામ સાથે કે તેમની કોઈ ઉપલબ્ધ નિશ્ચિત કૃતિ સાથે વાપરેલું કેમ નથી મળતુ ?

૬૪ જુઓ હરિભદ્રસૂરિકૃત પંચવસ્તુ ગાથા ૧૦૪૮ પૃ૦ ૧૫૬.

૬૫ સરખામણી માટે જુઓ—

| | |
|---|---|
| "**निद्रादयो यतः समधिगताया एव दर्शनलब्धेः उपयोगघाते प्रवर्तन्ते चक्षुर्दर्शनावरणादिचतुष्टयं तूद्गमोच्छेदित्वान्मूलघातं निहन्ति दर्शनलब्धिम्" इति।** ૮,૯ ની તત્ત્વાર્થભાષ્યવૃત્તિ. પૃ૦ ૧૩૫, પં૦ ૪. | "**आह च गन्धहस्ती- निद्रादयः समधिगताया एव दर्शनलब्धेरुपघाते वर्तन्ते दर्शनावरणचतुष्टयं तूद्गमोच्छेदित्वात् समूलघातं हन्ति दर्शनलब्धिमिति"** પ્રવચનસારોદ્ધારની સિદ્ધસેનીય વૃત્તિ પૃ૦ ૩૫૮ પ્ર૦ પં૦ ૫. |

ગ્રન્થોમાં જે ગંધહસ્તીને નામે અવતરણો મળે છે તે બધાં જ અવતરણો ક્યાંયેક જરાપણ પરિવર્તન વિના જ અને ક્યાંયેક બહુ જ

---

“या तु भवस्थकेवलिनो द्विविधस्य सयोगाऽयोगभेदस्य सिद्धस्य वा दर्शनमोहनीयसप्तकक्षयादपायसद्द्रव्यक्षयाच्चोदपादि सा सादिरपर्यवसाना” इति । ૧,૭ની તત્ત્વાર્થભાષ્યવૃત્તિ પૃ૦૬૦ પં૦૧.

“तत्र याऽपायसद्द्रव्यवर्तिनी श्रेणिकादीनां सद्द्रव्यापगमे च भवति अपायसहचारिणी सा सादिसपर्यवसाना” ૧,૭ની તત્ત્વાર્થભાષ્યવૃત્તિ પૃ૦ ૫૯ પં૦ ૨૭.

“प्राणापानावुच्छ्वासनिःश्वासक्रियालक्षणौ” ૮,૧૨ ની તત્ત્વાર્થભાષ્યવૃત્તિ પૃ૦ ૧૬૧ પં૦ ૧૩.

ઉપર્યુક્ત પ્રવચનસારોદ્ધારની વૃત્તિમાંનો પાઠ જ તેરમા સૈકાના દેવેંદ્રસૂરિના પહેલા કર્મગ્રંથની બારમી ગાથાની ટીકામાં ગંધહસ્તીના નામ સાથે છે.

“यदाह गन्धहस्ती-भवस्थकेवलिनो द्विविधस्य सयोगायोगभेदस्य सिद्धस्य वा दर्शनमोहनीयसप्तकक्षयाविर्भूता सम्यग्दृष्टिः सादिरपर्यवसाना इति ।” નવપદવૃત્તિ પૃ૦ ૮૮ દ્વિ.

“यदुक्त गन्धहस्तिना तत्र याऽपायसद्द्रव्यवर्तिनी अपायो-मतिज्ञानांशः सद्द्रव्याणि- शुद्धसम्यक्त्वदलिकानि तद्वर्तिनी श्रेणिकादीनां च सद्द्रव्यापगमे भवत्यपायसहचारिणी सा सादिसपर्यवसाना” इति નવપદવૃત્તિ પૃ. ૮૮ દ્વિ.

“यदाह गन्धहस्ती-प्राणापानौ उच्छ्वासनिःश्वासौ इति” ધર્મસંગ્રહણીવૃત્તિ ( મલયગિરિ) પૃ૦ ૪૨, પૃ૦ પં૦ ૨.

થોડા પરિવર્તન સાથે અને ક્યાંયેક ભાવસામ્ય સાથે સિંહસૂરના પ્રશિષ્ય અને ભાસ્વામિના શિષ્ય સિદ્ધસેનની તત્ત્વાર્થભાષ્ય ઉપરની વૃત્તિમાં મળે છે. આ ઉપરથી એટલું નિર્વિવાદપણે સિદ્ધ થાય છે કે ગંધહસ્તી ચાલુ માન્યતા પ્રમાણે સિદ્ધસેન દિવાકર નહિ પણ ઉપલબ્ધ તત્ત્વાર્થભાષ્યની વૃત્તિના રચયિતા ભાસ્વામિશિષ્ય સિદ્ધસેન જ છે. નામની સમાનતાથી અને પ્રકાંડવાદી તરીકે અને કુશળ ગ્રન્થકાર તરીકે પ્રસિદ્ધિ પામેલ સિદ્ધસેન દિવાકર જ ગંધહસ્તી સંભવી શકે એવી સંભાવનામાંથી ઉ૦ યશોવિજયજીની દિવાકરમાટે ગંધહસ્તી વિશેષણ વાપરવાની ભ્રાંતિ જન્મી હોય એવો સંભવ છે.

ઉપરની દલીલો ઉપરથી આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ કે શ્વેતાંબર પરંપરામાં પ્રસિદ્ધ ગંધહસ્તી એ તત્ત્વાર્થસૂત્રના ભાષ્યની ઉપલબ્ધ વિસ્તીર્ણ વૃત્તિના રચનાર સિદ્ધસેન જ છે. આ ઉપરથી આપણને નિશ્ચિત રૂપે એમ માનવાને કારણ મળે છે કે સન્મતિના ટીકાકાર દશમા સૈકાના અભયદેવે પોતાની ટીકામાં[૬૬] બે સ્થળે જે ગંધહસ્તિ-પદ વાપરી તેમની રચેલ તત્ત્વાર્થવ્યાખ્યા જોઇ લેવાની સૂચના કરી

"अत एव च भेदः प्रदेशानामवयवानां च, ये न जातुचिद् वस्तुव्यतिरेकेणोपलभ्यन्ते ते प्रदेशाः ये तु विशकलिताः परिकलितमूर्तयः प्रज्ञापथमवतरन्ति तेऽवयवा इति" ૫, ૭–૮ની તત્ત્વાર્થભાષ્યવૃત્તિ પૃ૦ ૩૨૮ પં૦૨૧

"यद्यप्यवयवप्रदेशयोर्गन्धहस्त्यादिषु भेदोऽस्ति" સ્યાદ્વાદમંજરી પૃ૦ ૬૩ શ્લો૦ ૯.

૬૬ સન્મતિના બીજા કાંડની પ્રથમગાથાની વ્યાખ્યાની સમાપ્તિમાં ટીકાકાર અભયદેવે તત્ત્વાર્થનાં પ્રથમ અધ્યાયનાં ૯, ૧૦, ૧૧

છે તે ગંધહસ્તી બીજા કોઈ નહિ પણ ઉપલબ્ધ ભાષ્યવૃત્તિના રચનાર ઉક્ત સિદ્ધસેન જ છે, એટલે સન્મતિટીકામાં અભયદેવે તત્ત્વાર્થ ઉપરની જે ગંધહસ્તિકૃત વ્યાખ્યા જોઈ લેવાની ભલામણ કરી છે તે વ્યાખ્યા માટે હવે નષ્ટ કે અનુપલબ્ધ સાહિત્ય તરફ નજર દોડાવવાની જરૂર નથી. આ જ અનુસંધાનમાં એ પણ માનવું પ્રાપ્ત થાય છે કે [૬૭]નવમા દસમા સૈકાના ગ્રંથકાર શીલાંકે પોતાની આચારાંગસૂત્ર ઉપરની ટીકામાં જે ગંધહસ્તિકૃત[૬૮] વિવરણનો ઉલ્લેખ કર્યો છે તે વિવરણ પણ તત્ત્વાર્થભાષ્યની વૃત્તિના રચયિતા સિદ્ધસેનનું જ હોવું જોઈએ. કારણ કે બહુ જ થોડુ અંતર ધરાવતા શીલાંક અને અભયદેવ એ બન્ને ભિન્ન ભિન્ન આચાર્યો માટે ગંધહસ્તિપદ વાપરે એ

---

અને ૧૨ એમ ચાર સૂત્રો ટાંકેલાં છે અને ત્યાં એ સૂત્રોની વ્યાખ્યા વિષે ગંધહસ્તીની ભલામણ કરતાં તેઓ જણાવે છે કે " **अस्य च सूत्रसमूहस्य व्याख्या गन्धहस्तिप्रभृतिभिर्विहितेति न प्रदर्श्यते**"—પૃ૦ ૫૯૫ પં૦ ૨૪. એ જ પ્રમાણે તૃતીયકાંડની ૪૪ મી ગાથામાં આવેલા 'હેતુવાદ' પદની વ્યાખ્યા આપતાં તેમણે "**सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः**" ૧, ૧ આ સૂત્ર મૂકી તે માટે પણ "**तथा गन्धहस्तिप्रभृतिभिर्विक्रान्तमिति नेह प्रदर्श्यते विस्तरभयात्**"–પૃ૦ ૬૫૧ પં૦ ૨૦.

૬૭ જુઓ આ૦ શ્રીજિનવિજયજીસંપાદિત જીતકલ્પની પ્રસ્તાવના પૃ૦ ૧૯ પરિશિષ્ટ, શીલાંકાચાર્ય વિષે વધારે વિગત.

૬૮ "**शस्त्रपरिज्ञाविवरणमतिबहुगहनं च गन्धहस्तिकृतम्**" તથા

**शस्त्रपरिज्ञाविवरणमतिगहनमितीव किल वृतं पूज्यैः ।**
**श्रीगन्धहस्तिमिश्रैर्विवृणोमि ततोऽहमवशिष्टम्** " ॥

આચારાંગટીકા પૃ૦ ૧ તથા ૮૨ની શરૂઆત.

સંભવિત નથી, અને અભયદેવ જેવા બહુશ્રુત વિદ્વાને જૈન આગમોમાં પ્રથમ પદ ધરાવતા આચારાંગસૂત્રની પોતાની નજીકમાં જ પૂર્વે થઈ ગયેલા શીલાંકસૂરિની રચેલી ટીકા જોઈ ન હોય એ પણ કલ્પવું કઠણ છે. વળી શીલાંકે પોતે જ પોતાની ટીકાઓમાં જ્યાં જ્યાં સિદ્ધસેન દિવાકરકૃત સન્મતિની ગાથાઓ ઉદ્ધૃત કરી છે ત્યાં કોઈ પણ સ્થળે ગંધહસ્તિપદ વાપર્યું નથી એટલે શીલાંકના ગંધહસ્તી પણ દિવાકર નથી એ ખુલ્લું છે.

ગંધહસ્તી વિષેના ઉપર કરેલા વિચાર ઉપરથી પ્રસ્તુતમાં ઉપયોગી બે મુદ્દાઓ ફલિત થાય છે. પહેલો એ કે તત્ત્વાર્થ ઉપર ગંધહસ્તિરચિત મનાતી વ્યાખ્યા માત્ર શ્વેતાંબર પરંપરામાં જ છે. દિગંબર પરંપરામાં નહિ અને બીજું એ કે એ વ્યાખ્યા નષ્ટ કે અનુપલબ્ધ નથી પણ અત્યારે સર્વત્ર સુલભ તત્ત્વાર્થભાષ્યની બૃહદ્વૃત્તિ એ જ છે.

**સિદ્ધસેન** તત્ત્વાર્થભાષ્ય ઉપર શ્વેતાંબરાચાર્યની રચેલી બે આખી વૃત્તિઓ અત્યારે મળે છે. તેમાં એક મોટી છે અને બીજી તેથી નાની છે, મોટી વૃત્તિના રચનાર સિદ્ધસેન એ જ અહીં પ્રસ્તુત છે. એ સિદ્ધસેન દિન્નગણિના શિષ્ય સિંહસૂરના શિષ્ય ભાસ્વામિના શિષ્ય હતા, એ વાત એમની ભાષ્યવૃત્તિને અંતે આપેલી પ્રશસ્તિ ઉપરથી સિદ્ધ છે. ગંધહસ્તીની વિચારણા પ્રસંગે ઉપર આપેલી દલીલોથી આપણે એ પણ જાણ્યું કે ગંધહસ્તી એ પ્રસ્તુત સિદ્ધસેન જ છે. એટલે બીજું કોઈ ખાસ પ્રમાણ ન મળે ત્યાં સુધી તેમની બે કૃતિઓ માનવા વિષે શંકા રહેતી નથી. એક તો આચારાંગવિવરણ જે અનુપલબ્ધ છે અને બીજી તત્ત્વાર્થભાષ્યની ઉપલબ્ધ મોટી વૃત્તિ. એમનું ગંધહસ્તી નામ કોણે અને કેમ પાડ્યું તે વિષે ફક્ત કલ્પના

જ કરી શકાય. એમણે પોતે તો પોતાની પ્રશસ્તિમાં ગંધહસ્તિપદ યોજ્યું નથી તેથી એમ લાગે છે કે જેમ સામાન્ય રીતે બધા માટે બને છે તેમ તેમના માટે પણ બન્યું હોવું જોઇએ. એટલે કે તેમના કોઈ શિષ્ય કે ભક્ત અનુગામીએ તેમને ગંધહસ્તી તરીકે પ્રસિદ્ધ કર્યા હોય. એમ કરવાનુ કારણ એ લાગે છે કે પ્રસ્તુત સિદ્ધસેન સદ્ધાંતિક હતા અને આગમોનું વિશાળ જ્ઞાન ધરાવવા ઉપરાંત આગમવિરુદ્ધ તેમને જણાતી ગમે તેવી તર્કસિદ્ધ બાબતનું પણ બહુ જ આવેશપૂર્વક ખંડન કરતા અને સિદ્ધાંત પક્ષનું સ્થાપન કરતા. આ વાત તેમની તાર્કિક વિરુદ્ધની કટુક ચર્ચા જોવાથી વધારે સંભવિત લાગે છે, વળી તેમણે તત્ત્વાર્થભાષ્ય ઉપર જે વૃત્તિ લખી છે તે અઢાર હજાર શ્લોકપ્રમાણ હોઇ ત્યાર સુધીમાં રચાયલી તત્ત્વાર્થભાષ્ય ઉપરની બધી જ વ્યાખ્યાઓમાં કદાચ મોટી હશે અને જો રાજવાર્તિક તથા શ્લોકવાર્તિકના પહેલાં જ એમની વૃત્તિ રચાઇ હશે તો એમ પણ કહેવું જોઈએ કે તત્ત્વાર્થસૂત્ર ઉપરની ત્યાર સુધીમાં હયાત બધી જ શ્વેતાંબરીય દિગંબરીય વ્યાખ્યાઓમાં એ સિદ્ધસેનની જ વૃત્તિ મોટી હશે. આ મોટી વૃત્તિ અને તેમાં કરવામાં આવેલ આગમનું સમર્થન જોઇ તેમના કોઈ શિષ્યે કે ભક્ત અનુગામીએ તેમની હયાતીમાં અગર તેમની પછી તેમને માટે ગંધહસ્તી વિશેષણ વાપરેલું હોય એમ લાગે છે. તેમના સમય વિષે ચોક્કસપણે કહેવું અત્યારે શક્ય નથી. તેમ છતાં તેઓ સાતમા સૈકા અને નવમા સૈકાની વચ્ચે થયા હોવા જોઈએ, એ ચોખ્ખું છે. કારણ કે તેઓ પોતાની ભાષ્યવૃત્તિમાં [૬૯]વસુબંધુ આદિ અનેક બૌદ્ધ વિદ્વાનોનો ઉલ્લેખ કરે છે.

---

૬૯ પ્રસિદ્ધ બૌદ્ધ વિદ્વાન વસુબંધુને **'आमिषगृद्ध'** કહી તેઓ નિર્દેશે છે. **तस्मादेनःपदमेतत् वसुबन्धोरामिषगृद्धस्य गृद्धस्येवाऽप्रेक्ष्यकारिणः ।" "जातिरुपन्यस्ता वसुबन्धुवैधेयेन"** । ૭, ૭ ની તત્ત્વાર્થભાષ્યવૃત્તિ પૃ૦ ૬૮, પં૦ ૧ તથા ૨૯. નાગાર્જુનરચિત ધર્મ-

તેમાં એક[૭૦]સાતમા સકાના ધર્મકીર્તિ પણ આવે છે એટલે સાતમા સૈકા પહેલાં તેઓ નથી થયા એટલું તો નક્કી થાય છે. બીજી બાજુ નવમા સૈકાના વિદ્વાન શીલાંકે ગંધહસ્તી નામથી તેમનો [૭૧]ઉલ્લેખ કર્યો છે. એટલે તેઓ નવમા સૈકા પહેલાં ક્યારેક થયેલા હોવા જોઇએ આઠમા નવમા સકાંના વિદ્વાન યાકિનીસૂનુ હરિભદ્રના ગ્રંથોમાં પ્રસ્તુત સિદ્ધસેનને લગતો ઉલ્લેખ જોવામાં આવ્યો નથી. અને પ્રસ્તુત સિદ્ધસેનની ભાષ્યવૃત્તિમાં એ હરિભદ્રનો અગર તેમની કૃતિઓનો ઉલ્લેખ હજી જોવામાં આવ્યો નથી. તેથી વધારે સંભવિત એમ લાગે છે કે યાકિનીસૂનુ હરિભદ્ર અને પ્રસ્તુત સિદ્ધસેન એ બન્ને કાંતો સમકાલીન હોય અગર તો એમની વચ્ચે બહુજ થોડું અંતર હોય. પ્રશસ્તિમાં લખ્યા પ્રમાણે પ્રસ્તુત સિદ્ધસેનના પ્રગુરુ સિંહસૂર[૭૨] (સૂરિ) એ જો મલ્લવાદકૃત નયચક્રના ટીકાકાર સિંહસૂરિ જ હોય તો એમ કહી શકાય કે નયચક્રની ઉપલબ્ધ સિંહસૂરિકૃત ટીકા સાતમા સકા લગભગની કૃતિ હોવી જોઇએ.

**હરિભદ્ર** ઉપર જણાવેલી તત્ત્વાર્થભાષ્યની નાની વૃત્તિ જે હજી મુંદ્રત થઇ નથી. તે હરિભે પ્રારંભેલી પણ તેમનાથી કોઈ પણ કારણુને લીધે અધૂરી જ રહી ગયેલી. આ હરિભદ્ર કયા તે એક પ્રશ્ન

---

સંગ્રહ પૃ૦ ૧૩ માં આવતાં પાંચ આનંતર્ય પાપો જેનું વર્ણન શીલાંક, સૂત્રકૃતાંગની (પૃ૦ ૨૧૫) ટીકામાં પણ આપે છે તેનો ઉલ્લેખ પણ સિદ્ધસેન કરે છે ૭, ૮ ની ભાષ્યવૃત્તિ પૃ૦ ૬૭.

૭૦ "**भिक्षुवरधर्मकीर्तिनाऽपि विरोध उक्तः प्रमाणविनिश्चयादौ**" અ૦ ૫ તત્ત્વાર્થભાષ્યવૃત્તિ પૃ૦ ૩૯૭ પં૦ ૪.

૭૧ જુઓ ટિપ્પણ ૬૮ મું.

૭૨ "**तस्याभूत् परवादिनिर्जयपटुः शैष्टीं दधच्छूरतां नाम्ना व्यक्यत सिंहसूर इति च ज्ञाताखिलार्थागमः**"। તત્ત્વાર્થભાષ્યવૃત્તિ પ્રશસ્તિ શ્લો૦ ૩.

છે. વૃત્તિનું અવલોકન કરતાં એમ ચોખ્ખું લાગે છે કે આ વૃત્તિના રચયિતા યાકિનીસૂનુ હરિભદ્ર ન હોવા જોઈએ. આ સંભાવનાની પુષ્ટિમાં અત્યારે બે દલીલો ખાસ આપી શકાય તેવી છે. પહેલી એ કે તેમની વૃત્તિમાં અધ્યાયને અંતે **હરિભદ્રોદ્ધૃતાયાં** એમ લખેલું છે જો પ્રસ્તુત વૃત્તિ રચનાર યાકિનીસૂનુ હરિભદ્ર હોય તો તેઓ એટલા યોગ્ય અને સ્વતંત્ર ગ્રંથકાર તરીકે જાણીતા છે કે તેમને વિષે એમ ધારવું જરા વધારે પડતું છે કે તેમણે કોઈ બીજી વ્યાખ્યામાંથી પોતાની વ્યાખ્યા ઉદ્ધૃત કરી છે અને બીજી દલીલ એ છે કે જો બીજી ટીકા-માંથી હરિભદ્રે પોતાની વૃત્તિ ઉદ્ધૃત કરી હોય એટલે ટુંકાવીને લખી હોય તે બીજી ટીકા સિદ્ધસેનની મોટી વૃત્તિ જ હોવાનો સંભવ છે. હવે આપણે ઉપર જોઈ ગયા કે સિદ્ધસેન અને હરિભદ્ર એ બન્નેના સમય વચ્ચે ખાસ અંતર હોવું ન જોઈએ. એટલે લગભગ પોતાના સમકાલીન અગર તો સહેજ પૂર્વકાલીન સિદ્ધસેનની મોટી વૃત્તિમાંથી સેંકડો ગ્રંથના સ્વતંત્ર રચયિતા યાકિનીસૂનુ હરિભદ્ર પોતાની વૃત્તિ બનાવે એટલે તેમાંથી ઉદ્ધૃત કરે એ વિના ભાગ્યે જ માની શકાય.

[૭૩]હરિભદ્ર નામના ઘણા આચાર્ય થયા છે. પ્રસ્તુત હરિભદ્ર કદાચ વિ૦ સં૦ ૧૧૮૫ માં પ્રશમરતિની ટીકા રચનાર હરિભદ્ર જ હોય એવી કલ્પના થાય છે. કારણકે પ્રશમરતિ એ વા૦ ઉમાસ્વાતિની કૃતિ છે એટલે એમ કલ્પી શકાય કે એ જ હરિભદ્રે ઉમાસ્વાતિની બીજી કૃતિ તત્ત્વાર્થભાષ્ય ઉપર ટીકા લખી હોય. જો આ કલ્પના સાચી હોય તો પ્રસ્તુત હરિભદ્ર બારમા તેરમા સૈકાના વિદ્વાન છે એમ કહી શકાય. પણ આની સેજ વિરુદ્ધ જાય એવી પણ દલીલ છે અને તે એ કે વિક્રમ સં૦ ૧૨૩૮ માં રચાયેલ પ્રવચનસારોદ્ધારની વૃત્તિમાં

૭૩ વિસ્તૃત પરિચય માટે જુઓ ધર્મસંગ્રહણીની શોધક વિદ્વાન મુનિશ્રીકલ્યાણવિજયજીએ લખેલી પ્રસ્તાવના પૃ૦ ૨થી.

તેના કર્તા "तथा च तत्त्वार्थमूलटीकायां हरिभद्रसूरिः" (પૃ૦ ૩૩૭) એમ કહી એક ઉલ્લેખ ટાંકે છે. અહીં બે વાત જોવાની છે એક તો મૂલ ટીકા એ કથનમાં મૂલપદને લગતી અને બીજી બાબત નજીકના જ હરિભદ્રનો ઉલ્લેખ કેમ કર્યો હશે? તે પ્રવચનસારોદ્ધારની ટીકાના કર્તાએ હરિભદ્રની તત્ત્વાર્થટીકાને મૂલટીકા કેમ કહી હશે? શું તેઓ ભાસ્વામિશિષ્ય સિદ્ધસેનની તત્ત્વાર્થીય ભાષ્યવૃત્તિ કરતાં હરિભદ્રીય વૃત્તિને જૂની માનતા હશે? જો જૂની માનતા ન હોય તો મૂલપદ શા માટે વાપરે? એ જ રીતે જો ભાષ્યવૃત્તિકાર હરિભદ્ર પ્રશમરતિટીકાકાર હરિભદ્ર જ હોય તો તેઓ પ્રવચનસારોદ્ધારની વૃત્તિના રચયિતાથી બહુ જ નજીકના સમયમાં થયેલા છે એમ માનવું જોઈએ. પોતાથી તદ્દન નજીકમાં થઈ ગયેલા હરિભદ્રને પ્રવચનસારોદ્ધારની વૃત્તિના કર્તા, મૂળ ટીકાકાર માને અને એમનાથી જૂની તત્ત્વાર્થની વૃત્તિના કર્તા ભાસ્વામિશિષ્ય સિદ્ધસેનને મૂળ ટીકાકાર ન માને એ કેમ સંભવે? એટલે પ્રવચનસારોદ્ધારની વૃત્તિના રચયિતા જો ભ્રાંત ન હોય તો એવી જ કલ્પના થાય છે કે તત્ત્વાર્થની લઘુવૃત્તિના કર્તા હરિભદ્ર પ્રશમરતિની ટીકાના કર્તા હરિભદ્ર કરતાં જુદા જ હોવા જોઈએ. પછી ભલે તે યાકિનીસૂનુ હરિભદ્રથી પણ જુદા હોય.

**દેવગુપ્ત અને યશોભદ્ર** દેવગુપ્તે ભાષ્યની કારિકાઓની કરેલી વ્યાખ્યા મળે છે; તેમણે ભાષ્ય ઉપર લખવા ધારેલ વ્યાખ્યા લખી હશે કે નહિ તે અજ્ઞાત છે. તેમની બીજી કૃતિઓ અને સમય વિષે કશી માહિતી નથી મળી. યશોભદ્રે ઉક્ત હરિભદ્રે લખેલી સાડા પાંચ અધ્યાયની ટીકા પછીનો બાકીનો બધો ભાગ પૂર્ણ કર્યો એવી પ્ર ... છે, અને તે હરિભદ્રસૂરિના શિષ્ય જ હતા એમ મનાય છે; પણ એ બધું તદ્દન પરીક્ષણીય છે. કારણ કે આ બાબતમાં હરિભદ્રની વૃત્તિવાળી લખેલી પોથીમાં આઠમા અને નવમા અધ્યાયને અંતે "**हरिभद्रोद्धृतायां तत्रैव अन्यकर्तृकायां**" એવા ઉલ્લેખો છે અને દશમા અધ્યાયને અંતે

"**इत्याचार्यश्रीहरिभद्रप्रारब्धायां यशोभद्रसूरिशिष्यनिर्वाहितायां तत्त्वार्थटीकायां दशमोऽध्यायः समाप्तः**" એવો ઉલ્લેખ છે. જો આ ઉલ્લેખો વૃત્તિકારના પોતાના જ હોય તો એટલું નક્કી કહી શકાય કે કોઈ હરિભદ્ર નામના આચાર્યે પ્રથમ વૃત્તિ પ્રારંભેલી અને તે બીજા કોઈ આચાર્યે પૂર્ણ કરી. બીજા આચાર્ય એટલે યશોભદ્ર એમ કહેવાય છે પણ નામસૂચક ઉલ્લેખમાં તો યશોભદ્રસૂરિશિષ્ય એવું પદ છે એટલે સવાલ થાય છે કે શું અધુરી વૃત્તિ પૂર્ણ કરનાર યશોભદ્રસૂરિ પોતે જ છે કે યશોભદ્રસૂરિના શિષ્ય છે ? કારણકે સૂરિશિષ્ય એ જો કર્મધારય સમાસ હોય તો યશોભદ્ર જ પૂર્ણ કરનાર છે એવો અર્થ નીકળે છે અને જો તત્પુરુષસમાસ હોય તો તેમના શિષ્ય, વૃત્તિના પૂર્ણ કરનાર છે એવો અર્થ નીકળે છે. તેમના શિષ્ય હોય તો તે કયા ? એ વિચારવું બાકી જ રહે છે અને જો તેઓ પોતે વૃત્તિ પૂર્ણ કરનાર હોય તો તે કોના શિષ્ય હતા ? એ વિચારવું બાકી રહે છે શું તેઓ વૃત્તિના પ્રારંભક હરિભદ્રના જ શિષ્ય હશે કે અન્ય કોઈના ? અહીં એક વાત નોંધવી યોગ્ય છે અને તે એ કે યાકિનીસૂનુ હરિભદ્રની કૃતિ ષોડશક ઉપર યશોભદ્ર નામના સૂરિએ ટીકા લખી છે. શું એ જ યશોભદ્ર પ્રસ્તુત યશોભદ્ર હશે કે બીજા કોઈ ?

૭૪**મલયગિરિ** એમણે લખેલી તત્ત્વાર્થભાષ્ય ઉપરની વ્યાખ્યા નથી મળતી. તેઓ વિક્રમના બારમા, તેરમા સૈકામાં થઇ ગયેલા વિશ્રુત શ્વેતાંબર વિદ્વાનોમાંના એક છે. તેઓ આ૦ હેમચંદ્રના

---

૭૪ મલયગિરિએ તત્ત્વાર્થટીકા લખી હતી એવી માન્યતા તેમની પ્રજ્ઞાપનાવૃત્તિમાં મળતા "**तच्चाप्राप्तकारित्वं तत्त्वार्थटीकादौ सविस्तरेण प्रसाधितमिति ततोऽवधारणीयम्**" પદ ૧૫ પૃ૦ ૨૯૮ આ અને આના જેવા બીજા ઉલ્લેખો ઉપરથી બંધાયેલી છે.

સમકાલીન અને સર્વશ્રેષ્ઠ ટીકાકાર તરીકે જાણીતા છે. તેમની કોડી-બંધ મહત્ત્વપૂર્ણ [૭૫]કૃતિઓ ઉપલબ્ધ છે.

**ચિરંતનમુનિ** આ એક અજ્ઞાત નામના શ્વેતાંબર સાધુ છે. તેમણે તત્ત્વાર્થ ઉપર સાધારણ ટિપ્પણ લખ્યું છે. તેઓ વિક્રમની ચૌદમી સદી પછી ક્યારેક થયેલા છે; કારણ કે તેમણે અ૦ ૫, સૂ૦ ૩૧ ના ટિપ્પણમાં ચૌદમા સૈકામાં થયેલ મલ્લિષેણની સ્યાદ્વાદમંજરીનો ઉલ્લેખ કર્યો છે.

**વાચક યશોવિજય** એમણે ભાષ્ય ઉપર લખેલી વૃત્તિનો અપૂર્ણ પ્રથમ અધ્યાય પૂરતો ભાગ મળે છે. એઓ શ્વેતાંબર સંપ્રદાયમાં જ નહિ પણ આખા જૈન સંપ્રદાયમાં છેલ્લામાં છેલ્લા થયેલા સર્વોત્તમ પ્રામાણિક વિદ્વાન તરીકે જાણીતા છે. એમની સંખ્યાબંધ [૭૬]કૃતિઓ ઉપલબ્ધ છે. સત્તરમા અઢારમા સૈકા સુધીમાં થયેલ ન્યાયશાસ્ત્રના વિકાસને અપનાવી એમણે જૈન શ્રુતને તર્કબદ્ધ કર્યું છે અને ભિન્ન ભિન્ન વિષયો ઉપર અનેક પ્રકરણો લખી જૈન તત્ત્વજ્ઞાનના સૂક્ષ્મ અભ્યાસનો માર્ગ તૈયાર કર્યો છે.

**ગણી યશોવિજય** આ યશોવિજય ઉપરના વાચક યશોવિજયથી જુદા છે. એ ક્યારે થયા તે માલૂમ નથી, એમના વિષે બીજી પણ ઐતિહાસિક માહિતી અત્યારે કાંઈ નથી. એમની કૃતિ તરીકે અત્યારે ફક્ત તત્ત્વાર્થસૂત્ર ઉપરનો ગૂજરાતી ટબો પ્રાપ્ત છે; આ ઉપરાંત એમણે બીજું કાંઈ રચ્યું હશે કે નહિ તે જ્ઞાત નથી. ટબાની ભાષા અને શૈલી જોતાં તેઓ ૧૭–૧૮ મા સૈકામાં થયા હોય એમ લાગે છે. એમની નોંધવા જેવી વિશેષતા બે છે.

૧ જેમ વાચક યશોવિજયજી વગેરે શ્વેતાંબર વિદ્વાનોએ 'અષ્ટસહસ્રી' જેવા દિગંબરીય ગ્રંથો ઉપર ટીકાઓ રચી છે તેમ એ

---

૭૫ જુઓ ઉક્ત મુનિલિખિત ધર્મસંગ્રહણીની પ્રસ્તાવના પૃ૦ ૩૬–

૭૬ જુઓ પ્રતાપવિજયજીસંપાદિત પ્રતિમાશતકની પ્રસ્તાવના.

ગણી યશોવિજયજીએ પણ તત્ત્વાર્થના દિગંબરીય સર્વાર્થસિદ્ધિમાન્ય સૂત્રપાઠને લઈ તેના ઉપર માત્ર સૂત્રના અર્થ પૂરતો ટબો લખ્યો છે; અને ટબો લખતાં તેમણે જ્યાં જ્યાં શ્વેતાંબર અને દિગંબરનો મતભેદ કે મતવિરોધ આવે છે ત્યાં સર્વત્ર શ્વેતાંબર પરંપરાને અનુસરીને જ સૂત્રનો અર્થ કર્યો છે. આમ સૂત્રપાઠ દિગંબરીય છતાં અર્થ શ્વેતાંબરીય છે.

૨ આજ સુધીમાં તત્ત્વાર્થસૂત્ર ઉપર ગૂજરાતીમાં ટબો લખનાર પ્રસ્તુત યશોવિજય ગણી જ પહેલા આવે છે; કારણકે તેમના સિવાય તત્ત્વાર્થસૂત્ર ઉપર કોઈનું ગૂજરાતીમાં કાંઇ લખેલ અદ્યાપિ જાણવામાં આવ્યું નથી.

ગણી યશોવિજયજી શ્વેતાંબર છે એ વાત તો નક્કી છે, કારણકે [૭૭]ટબાના અંતમાં એવો ઉલ્લેખ છે; અને બીજું સબલ પ્રમાણ તો તેમનો ટબો જ છે. સૂત્રનો [૭૮]પાઠભેદ અને સૂત્રોની સંખ્યા દિગંબરીય સ્વીકાર્યા છતાં તેનો અર્થ કોઇ પણ જગ્યાએ તેમણે દિગંબર પરંપરાને અનુકૂળ કર્યો જ નથી. અલબત્ત અહીં એક સવાલ થાય છે અને તે એકે યશોવિજયજી શ્વેતાંબર હોવા છતાં તેમણે દિગંબરીય સૂત્રપાઠ કેમ લીધો હશે ? શું તેઓ શ્વેતાંબરીય સૂત્રપાઠથી પરિચિત નહિ જ હોય ? કે પરિચિત હોવા છતાં તેમને દિગંબરીય સૂત્રપાઠમાં જ

---

૭૭ "**इति श्वेतांबराचार्यश्रीउमास्वामिगण(णि)कृततत्त्वार्थसूत्रं तस्य बालावबोधः श्रीयशोविजयगणिकृतः समाप्तः**" પ્રવર્તક શ્રીકાંતિવિજયજીના શાસ્ત્રસંગ્રહમાંની લિખિત ટબાની પોથી.

૭૮ આ સ્વીકારમાં અપવાદ પણ છે જે બહુ જ થોડો છે દાખલા તરીકે અ૦ ૪ નું ૧૯ મું સૂત્ર એમણે દિગંબરીય સૂત્રપાઠમાંથી નથી લીધું. દિગંબરો સોળ સ્વર્ગ માનતા હોવાથી તેમનો પાઠ લેવામાં શ્વેતાંબરીયતા રહી શકે નહિ એટલે એમણે એ સ્થળે શ્વેતાંબરીય સૂત્રપાઠમાંથી જ બાર સ્વર્ગોના નામવાળું સૂત્ર લીધું છે.

શ્વેતાંબરીય સૂત્રપાઠ કરતાં વધારે મહત્ત્વ દેખાયું હશે? આનો ઉત્તર એ જ વ્યાજબી લાગે છે કે તેઓ શ્વેતાંબર સૂત્રપાઠથી પરિચિત તો અવસ્ય હશે જ અને તેમની દૃષ્ટિમાં તે જ પાઠનું મહત્ત્વ પણ હશે જ, કારણ કે તેમ ન હોત તો તેઓ શ્વેતાંબરીય પરંપરા પ્રમાણે ટબો રચત જ નહિ; તેમ છતાં તેમણે દિગંબરીય સૂત્રપાઠ લીધો તેનો સબબ એવો હોવો જોઈએ કે જે સૂત્રપાઠને આધારે દિગંબરીય બધા વિદ્વાનો હજાર વર્ષ થયાં દિગંબર [૭૯]પરંપરા પ્રમાણે જ શ્વેતાંબર આગમોથી વિરુદ્ધ અર્થ કરતા આવ્યા છે તે જ સૂત્રપાઠમાંથી શ્વેતાંબર પરંપરાને બરાબર બંધ બેસે એવો અર્થ નીકળવો અને કરવો તદ્દન શક્ય અને સંગત છે એવી છાપ દિગંબરીય પક્ષ ઉપર પાડવી અને સાથે જ શ્વેતાંબરીય અભ્યાસીઓને જણાવવું કે દિગંબરીય સૂત્રપાઠ કે શ્વેતાં-બરીય સૂત્રપાઠ ગમે તે લ્યો એ બન્નેમાં પાઠભેદ હોવા છતાં અર્થ તો એક જ પ્રકારનો નીકળે છે અને તે શ્વેતાંબર પરંપરાને બંધ બેસે તેવો જ. તેથી દિગંબરીય સૂત્રપાઠથી ભડકવાની કે તેને વિરોધી પક્ષનો સૂત્રપાઠ માની ફેંકી દેવાની કશી એ જરૂર નથી. તમે ઇચ્છો તો ભાષ્યમાન્ય સૂત્રપાઠ શીખો અગર સર્વાર્થસિદ્ધિમાન્ય સૂત્રપાઠ યાદ કરો. તત્ત્વ બન્નેમાં એક જ છે. આ રીતે એક બાજુ દિગંબરીય વિદ્વાનોને તેમના સૂત્રપાઠમાંથી સીધી રીતે સાચો અર્થ શો નીકળી શકે છે તે જણાવવાના અને બીજી બાજુ શ્વેતાંબરીય અભ્યાસિયો પક્ષભેદના કારણે દિગંબરીય સૂત્રપાઠથી ન ભડકે તેમ સમજાવવાના ઉદ્દેશથી જ, એ યશોવિજયજીએ શ્વેતાંબરીય સૂત્રપાઠ છોડી દિગંબરીય સૂત્રપાઠ ઉપર ટબો રચ્યો હોય તેમ લાગે છે.

**પૂજ્યપાદ** એમનું અસલી નામ દેવનંદિ છે, એ વિક્રમના પાંચમા, છઠ્ઠા સૈકામાં થયેલા છે. એમણે વ્યાકરણ આદિ અનેક

---

૭૯ જુઓ ૬, ૧૩ ની સર્વાર્થસિદ્ધિ તથા ચાલુ ટિપ્પણ નં૦ ૨૮.

વિષયો ઉપર ગ્રંથો લખ્યા છે. જેમાંના કેટલાક તો [૮૦]ઉપલબ્ધ છે. દિગંબર વ્યાખ્યાકારોમાં પૂજ્યપાદ પહેલાં ફક્ત [૮૧]શિવકોટિ જ થયા-નું સૂચન મળે છે. તેમની જ દિગંબરીયત્વ સમર્થક સર્વાર્થસિદ્ધિ નામની તત્ત્વાર્થવ્યાખ્યા પછીના બધા દિગંબરીય વિદ્વાનોને આધાર-ભૂત થઈ છે.

**ભટ્ટ અકલંક** એ નવમા સૈકાના વિદ્વાન છે; સર્વાર્થસિદ્ધિ પછી તત્ત્વાર્થ ઉપર એમની જ વ્યાખ્યા મળે છે, જે રાજવાર્તિકના નામથી જાણીતી છે. જૈન ન્યાયપ્રસ્થાપક વિશિષ્ટ ગણ્યાગાંઠ્યા વિદ્વા-નોમાંના એ એક છે. તેમની કેટલીક કૃતિઓ [૮૨]ઉપલબ્ધ છે, જે દરેક જૈન ન્યાયના અભ્યાસી માટે મહત્ત્વની છે.

**વિદ્યાનંદિ** એમનું બીજું નામ પાત્રકેસરી જાણીતું છે. તેઓ પણ વિક્રમના નવમા સૈકામાં થયેલા છે, તેમની કેટલીક કૃતિઓ [૮૩]ઉપલબ્ધ છે. તેઓ ભારતીય દર્શનોના વિશિષ્ટ અભ્યાસી છે અને તેમણે તત્ત્વાર્થ ઉપર શ્લોકવાર્તિક નામની પદ્યબંધ મોટી વ્યાખ્યા લખી કુમારિલ જેવા પ્રસિદ્ધ મીમાંસક ગ્રંથકારોની હરીફાઈ કરી છે અને જૈનદર્શન ઉપર થયેલ મીમાંસકોનાં પ્રચંડ આક્રમણનો સબળ ઉત્તર આપ્યો છે.

**શ્રુતસાગર** આ નામના બે દિગંબર પંડિતોએ તત્ત્વાર્થ ઉપર બે જુદી જુદી ટીકા રચી છે.

---

૮૦ જુઓ જૈનસાહિત્યસંશોધક પ્રથમ પુસ્તક પૃ૦ ૮૩.

૮૧ શિવકોટિકૃત તત્ત્વાર્થવ્યાખ્યા કે તેનો ઉતારો વગેરે આજે ઉપલબ્ધ નથી તેમણે તત્ત્વાર્થ ઉપર કાંઇક લખ્યું હતું એવું સૂચન કેટલાક અર્વાચીન શિલાલેખોમાંની પ્રશસ્તિ ઉપરથી થાય છે. શિવકોટિ સમંતભદ્રના શિષ્ય હોવાની માન્યતા છે. જુઓ સ્વામી સમંતભદ્ર પૃ૦ ૯૬.

૮૨ જુઓ લઘીયસ્ત્રયીની પ્રસ્તાવના.

૮૩ જુઓ અષ્ટસહસ્રી અને તત્ત્વાર્થશ્લોકવાર્તિકની પ્રસ્તાવના.

વિબુધસેન, યોગીન્દ્રદેવ, યોગદેવ, લક્ષ્મીદેવ અને અભયનંદિસૂરિ આ બધા દિગંબર વિદ્વાનો છે અને એમણે તત્ત્વાર્થ ઉપર સાધારણ વ્યાખ્યાઓ લખી છે. એઓને વિષે ખાસ માહિતી નથી મળી. આટલા સંસ્કૃત વ્યાખ્યાકારો ઉપરાંત તત્ત્વાર્થ ઉપર ભાષામાં લખનાર અનેક દિગંબર વિદ્વાનો થયા છે જેમાંના એકે તો કર્ણાટક ભાષામાં પણ ટીકા લખી છે અને બાકીના બધાએ [૮૪]હિંદી ભાષામાં ટીકા લખી છે.

## ૩ મૂળ

તત્ત્વાર્થ શાસ્ત્રની બાહ્ય તથા આભ્યંતર સવિશેષ માહિતી મેળવવા માટે પહેલાં મૂળ ગ્રંથને અવલંબી નીચે લખેલી ચાર બાબતો ઉપર વિચાર કરવામાં આવે છે: ૧ પ્રેરક સામગ્રી ૨ રચનાનો ઉદ્દેશ ૩ રચનાશૈલી અને ૪ વિષયવર્ણન.

**પ્રેરક સામગ્રી** જે સામગ્રીએ કર્તાને તત્ત્વાર્થ લખવા પ્રેર્યા તે મુખ્યપણે ચાર ભાગમાં વહેંચાઈ જાય છે. ૧ આગમ જ્ઞાનનો વારસો–વૈદિક દર્શનોમાં વેદની જેમ જૈન દર્શનમાં આગમ ગ્રંથો જ મુખ્ય પ્રમાણ મનાય છે; બીજા ગ્રંથોનું પ્રામાણ્ય આગમને અનુસરવામાં છે. એ આગમ જ્ઞાનનો પરાપૂર્વથી ચાલ્યો આવતો વારસો વા૦ ઉમાસ્વાતિને બરાબર મળ્યો હતો, તેથી આગમિક બધા વિષયોનું તેમનું જ્ઞાન સ્પષ્ટ તથા વ્યવસ્થિત હતું. ૨ સંસ્કૃતભાષા–કાશી, મગધ, બિહાર આદિ પ્રદેશોમાં રહેવા અને વિચરવાને લીધે અને કદાચિત્ બ્રાહ્મણત્વ જાતિને લીધે પોતાના સમયમાં પ્રધાનતા ભોગવતી સંસ્કૃતભાષાનો ઊંડો અભ્યાસ વા૦ ઉમાસ્વાતિએ કર્યો હતો. જ્ઞાન મેળવવાનું પ્રાકૃતભાષા ઉપરાંત સંસ્કૃત ભાષાનું દ્વાર બરાબર ઉઘડવાથી સંસ્કૃત ભાષામાં રચાયેલ વૈદિક દર્શન સાહિત્ય અને બૌદ્ધ દર્શન સાહિત્ય જાણવાની તેમને તક મળી અને એ તકનો યથાર્થ ઉપયોગ કરી

૮૪ આ માટે જુઓ તત્ત્વાર્થભાષ્ય હિંદી અનુવાદની પ્રસ્તાવના પં૦ શ્રીનાથુરામજી પ્રેમીલિખિત.

તેમણે પોતાના જ્ઞાનભંડોળને ખૂબ સમૃદ્ધ કર્યું. ૩ દર્શનાન્તરનો પ્રભાવ—સંસ્કૃત ભાષાદ્વારા તેમણે જે વૈદિક અને બૌદ્ધ સાહિત્યમાં પ્રવેશ કર્યો તેને લીધે જે નવનવી તત્કાલીન રચનાઓ જોઇ તેમાંથી વસ્તુઓ અને વિચારસરણીઓ જાણી તે બધાનો તેમના ઉપર ઊંડો પ્રભાવ પડ્યો. અને એ જ પ્રભાવે તેમને જૈન સાહિત્યમાં પહેલાં સ્થાન નહિ પામેલી એવી ટૂંકી દાર્શનિક સૂત્રશૈલી અને સંસ્કૃતભાષામાં ગ્રંથ લખવા પ્રેર્યા. ૪ પ્રતિભા—ઉક્ત ત્રણે હેતુઓ હોવા છતાંય જો તેમનામાં પ્રતિભા ન હોત તો તત્ત્વાર્થનો આ સ્વરૂપમાં કદી જન્મ જ ન થાત. તેથી ઉક્ત ત્રણે હેતુઓ સાથે પ્રેરક સામગ્રીમાં તેમની પ્રતિભાને સ્થાન આપ્યા વિના ન જ ચાલે.

**રચનાનો ઉદ્દેશ** કોઈપણ ભારતીય શાસ્ત્રકાર જ્યારે પોતાના વિષયનું શાસ્ત્ર રચે છે ત્યારે તે પોતાના વિષયના નિરૂપણના અંતિમ ઉદ્દેશ તરીકે મોક્ષને જ મૂકે છે; પછી ભલે તે વિષય અર્થ, કામ, જ્યોતિષ કે વૈદ્યક જેવો આધિભૌતિક દેખાતો હોય કે તત્ત્વજ્ઞાન અને યોગ જેવો આધ્યાત્મિક દેખાતો હોય. બધાં જ મુખ્ય મુખ્ય વિષયના શાસ્ત્રોના પ્રારંભમાં તે તે વિદ્યાના અંતિમ ફળ તરિકે મોક્ષનો જ નિર્દેશ હોવાનો અને તે તે શાસ્ત્રના ઉપસંહારમાં પણ છેવટે તે વિદ્યાથી મોક્ષ સિદ્ધ થયાનું કથન આવવાનું.

[૮૫]વૈશેષિક દર્શનના પ્રણેતા કણાદ પોતાની પ્રમેયની ચર્ચા કરતાં પહેલાં તે વિદ્યાના નિરૂપણને મોક્ષના સાધન તરીકે જણાવીને જ તેમાં પ્રવર્તે છે. [૮૬]ન્યાય દર્શનના સૂત્રધાર ગૌતમ પ્રમાણપદ્ધતિના જ્ઞાનને મોક્ષનું દ્વાર માનીને જ તેના નિરૂપણમાં ઉતરે છે. [૮૭]સાંખ્ય દર્શનનું નિરૂપણ કરનાર પણ મોક્ષના ઉપાયભૂત જ્ઞાનની પૂરવણી

---

૮૫ ૧, ૧, ૪ કણાદસૂત્ર.

૮૬ ૧, ૧, ૧. ન્યાયસૂત્ર.

૮૭ કા૦ ૨ ઈશ્વરકૃષ્ણકૃત સાંખ્યકારિકા.

ખાતર જ પોતાની વિશ્વોત્પત્તિ વિદ્યાનું વર્ણન કરે છે. બ્રહ્મમીમાંસાનું બ્રહ્મ અને જગત વિષેનું નિરૂપણ પણ મોક્ષના સાધનની પૂર્તિ માટે જ છે. યોગ દર્શનમાં યોગક્રિયા અને બીજી પ્રાસંગિક આવતી બધી બાબતોનું વર્ણન એ માત્ર મોક્ષનો ઉદ્દેશ સિદ્ધ કરવા માટે જ છે. ભક્તિમાર્ગીઓનાં શાસ્ત્રો કે જેમાં જીવ, જગત અને ઈશ્વર આદિ વિષયોનું વર્ણન છે તે પણ ભક્તિની પુષ્ટિદ્વારા છેવટે મોક્ષ મેળવવા માટે જ છે. બૌદ્ધ દર્શનના ક્ષણિકવાદનો અગર ચાર આર્ય સત્યોમાં સમાવેશ પામતા આધિભૌતિક તથા આધ્યાત્મિક વિષયના નિરૂપણનો ઉદ્દેશ પણ મોક્ષ વિના બીજો કશો જ નથી. જૈન દર્શનનાં શાસ્ત્રો પણ એ જ માર્ગને અવલંબીને રચાયેલાં છે. વા૦ ઉમાસ્વાતિએ પણ અંતિમ ઉદ્દેશ મોક્ષનો જ રાખી તેની પ્રાપ્તિના ઉપાયો [૮૮]સિદ્ધ કરવા માટે પોતે વર્ણવવા ધારેલ બધી વસ્તુઓનું વર્ણન તત્ત્વાર્થમાં કરેલું છે.

**રચનાશૈલી** પહેલેથી જ જૈન આગમોની રચનાશૈલી બૌદ્ધ પિટકો જેવી લાંબાં વર્ણનાત્મક સૂત્રરૂપે ચાલી આવતી અને તે પ્રાકૃત ભાષામાં હતી. બીજી બાજુ બ્રાહ્મણ વિદ્વાનોએ સંસ્કૃતભાષામાં શરૂ કરેલી ટૂંકાં ટૂંકાં સૂત્રો રચવાની શૈલી ધીરે ધીરે બહુ જ પ્રતિષ્ઠિત થઈ ગઈ હતી; એ શૈલીએ વા૦ ઉમાસ્વાતિને આકર્ષ્યા અને તેમાં જ લખવા પ્રેર્યા. આપણે જાણીએ છીએ ત્યાં સુધી જૈન સંપ્રદાયમાં સંસ્કૃત

---

૮૮ વા૦ ઉમાસ્વાતિની તત્ત્વાર્થ રચવાની કલ્પના ઉત્તરાધ્યયનના ૨૮ મા અધ્યયનને આભારી હોય એમ લાગે છે; એ અધ્યયનનું નામ મોક્ષ-માર્ગ છે. એ અધ્યયનમાં મોક્ષના માર્ગો સૂચવી તેના વિષય તરીકે જૈન તત્ત્વજ્ઞાનનું તદ્દન ટૂંકમાં નિરૂપણ કરેલું છે. એ જ વસ્તુને વા૦ ઉમાસ્વાતિએ વિસ્તારી તેમાં સમગ્ર આગમનાં તત્ત્વો ગોઠવી દીધાં છે. તેમણે પોતાના સૂત્રગ્રંથની શરૂઆત પણ મોક્ષમાર્ગપ્રતિપાદક સૂત્રથી જ કરી છે. દિગંબર સંપ્રદાયમાં તો તત્ત્વાર્થસૂત્ર 'મોક્ષશાસ્ત્ર'ના નામથી અતિ જાણીતું છે.

ભાષામાં ટૂંકાં ટૂંકાં સૂત્રો રચનાર તરીકે સૌથી પહેલા ઉમાસ્વાતિ જ છે; તેમના પછી જ એવી સૂત્રશૈલી જૈન પરંપરામાં બહુ જ પ્રતિષ્ઠિત થઇ અને વ્યાકરણ, અલંકાર, આચાર, નીતિ, ન્યાય આદિ અનેક વિષયો ઉપર શ્વેતાંબર, દિગંબર બંને સંપ્રદાયના વિદ્વાનોએ તે શૈલીમાં સંસ્કૃતભાષાબદ્ધ ગ્રંથો લખ્યા.

ઉમાસ્વાતિનાં તત્ત્વાર્થસૂત્રો કણાદનાં વૈશેષિક સૂત્રોની પેઠે દશ અધ્યાયમાં વહેંચાયેલાં છે; એની સંખ્યા ફક્ત ૩૪૪ જેટલી છે. જ્યારે કણાદનાં સૂત્રોની સંખ્યા ૩૩૩ જેટલી જ છે. એ અધ્યાયોમાં વૈશેષિક આદિ સૂત્રોની પેઠે આહ્નિકવિભાગ અગર તો બ્રહ્મસૂત્ર આદિની માફક પાદવિભાગ નથી. જૈન સાહિત્યમાં અધ્યયનને સ્થાને અધ્યાયનો આરંભ કરનાર પણ ઉમાસ્વાતિ જ છે. તેમણે શરૂ નહિ કરેલો આહ્નિક અને પાદ વિભાગ પણ આગળ જતાં તેમના અનુગામી અકલંક આદિએ પોતપોતાના ગ્રંથમાં શરૂ કરી દીધો છે. બાહ્ય રચનામાં કણાદ અને યોગસૂત્ર સાથે તત્ત્વાર્થસૂત્રનું વિશેષ સામ્ય હોવા છતાં તેમાં એક ખાસ જાણવા જેવો ફેર છે જે જૈન દર્શનના પરંપરાગત માનસ ઉપર પ્રકાશ પાડે છે. કણાદ પોતાનાં મંતવ્યો સૂત્રમાં રજુ કરી તેને સાબિત કરવા અક્ષપાદ ગોતમની પેઠે પૂર્વપક્ષ, ઉત્તરપક્ષ નથી કરતા, છતાં તેની પુષ્ટિમાં હેતુઓનો ઉપન્યાસ તો બહુધા કરે જ છે; જ્યારે વા૦ ઉમાસ્વાતિ પોતાના એક પણ સિદ્ધાંતની સાબીતી માટે ક્યાંય યુક્તિ પ્રયુક્તિ કે હેતુ મૂકતા જ નથી. તેઓ પોતાના વક્તવ્યને સ્થાપિત સિદ્ધાંત રૂપે જ કોઇપણ દલીલ કે હેતુ આપ્યા વિના અગર પૂર્વપક્ષ, ઉત્તરપક્ષ કર્યા સિવાય જ યોગસૂત્રકાર પતંજલિની પેઠે વર્ણવ્યે જ જાય છે. ઉમાસ્વાતિનાં સૂત્રો અને વૈદિક દર્શનોનાં સૂત્રો સરખાવતાં એક છાપ મન ઉપર પડે છે અને તે એ કે જૈન પરંપરા શ્રદ્ધાપ્રધાન છે તે પોતે સર્વજ્ઞના વક્તવ્યને અક્ષરશઃ સ્વીકારી લ્યે છે અને તેમાં શંકા, સમાધાનનો અવકાશ જોતી જ નથી; જેને પરિણામે

સુધારો વધારો અને વિકાસ કરવા જેવા અનેક બુદ્ધિના વિષયો તર્કવાદના જમાનામાં પણ અણખેડાયેલા રહી માત્ર શ્રદ્ધાના પાયા ઉપર આજ સુધી ૮૯ટકી રહ્યા છે. જ્યારે વૈદિક દર્શનપરંપરા બુદ્ધિપ્રધાન હોઈ પોતે માનેલ સિદ્ધાંતોની પરીક્ષા કરે છે; તેમાં શંકા, સમાધાન-વાળી ચર્ચા કરે છે, અને ઘણીવાર તો પ્રથમથી મનાતા આવેલા સિદ્ધાંતોને તર્કવાદના બળે ઉથલાવી નાંખી નવા સિદ્ધાંતો સ્થાપે છે અગર તો તેમાં સુધારો વધારો કરે છે. સારાંશ એ છે કે વારસામાં મળેલ તત્ત્વજ્ઞાન અને આચારને સાચવવામાં જેટલો ફાળો જૈન પરંપરાએ આપ્યો છે તેટલો નવા સર્જનમાં નથી આપ્યો.

## વિષયવર્ણન

**વિષયની પસંદગી** કેટલાંક દર્શનોમાં વિષયનું વર્ણન જ્ઞેય-મીમાંસાપ્રધાન છે. જેમકે–વૈશેષિક, સાંખ્ય અને વેદાંત દર્શન. વૈશેષિક દર્શન પોતાની દૃષ્ટિએ જગતનું નિરૂપણ કરતાં તેમાં મૂળ દ્રવ્યો કેટલાં

---

૮૯ સિદ્ધસેન, સમંતભદ્ર આદિ જેવા અનેક ધુરંધર તાર્કિકોએ કરેલ તર્કવિકાસ અને તાર્કિકચર્ચા ભારતીય વિચારવિકાસમાં ખાસ સ્થાન ભોગવે છે એ વાતનો ઇન્કાર થઈ શકે તેમ નથી. છતાં પ્રસ્તુત કથન ગૌણપ્રધાન-ભાવ અને દૃષ્ટિભેદની અપેક્ષાએ જ સમજવાનું છે એને એકાદ દાખલાથી સમજવું હોય તો તત્ત્વાર્થસૂત્રો અને ઉપનિષદો આદિ લઇએ. તત્ત્વાર્થના વ્યાખ્યાકારો ધુરંધર તાર્કિકો હોવા છતાં અને સંપ્રદાયભેદમાં વહેંચાયા છતાં જે ચર્ચા કરે છે અને તર્કબળ વાપરે છે તે બધું પ્રથમથી સ્થાપિત જૈનસિદ્ધાંતને સ્પષ્ટ કરવા અગર તો તેનું સમર્થન કરવા પૂરતું છે. એમાંથી કોઈ વ્યાખ્યાકારે નવું વિચારસર્જન કર્યું નથી કે શ્વેતાંબર દિગંબરની તાત્ત્વિક માન્યતામાં કશો જ ફેર પડયો નથી. જ્યારે ઉપનિષદો, ગીતા અને બ્રહ્મસૂત્રના વ્યાખ્યાકારો તર્કબળથી એટલે સુધી સ્વતંત્ર ચર્ચા કરે છે કે તેમના વચ્ચે તાત્ત્વિક માન્યતામાં પૂર્વ પશ્ચિમ જેટલું અંતર ઊભું થયું છે. આમાં કયો ગુણ અને કયો દોષ એ વક્તવ્ય નથી. વક્તવ્ય ફક્ત વસ્તુસ્થિતિ પૂરતું છે. ગુણ અને દોષ સાપેક્ષ હોઇ બન્ને પરંપરામાં હોઈ અગર ન હોઈ શકે.

છે ? કેવાં છે ? અને તેને લગતા બીજા પદાર્થો કેટલા અને કેવા છે વગેરે વર્ણવી મુખ્યપણે જગતના પ્રમેયોની જ મીમાંસા કરે છે. સાંખ્ય દર્શન પ્રકૃતિ અને પુરુષનું વર્ણન કરી પ્રધાનપણે જગતના મૂળભૂત પ્રમેય તત્ત્વોની જ મીમાંસા કરે છે; એ જ રીતે વેદાંત દર્શન પણ જગતના મૂળભૂત બ્રહ્મતત્ત્વની જ મીમાંસા પ્રધાનપણે કરે છે. વળી કેટલાંક દર્શનોમાં ચારિત્રની મીમાંસા મુખ્ય છે; જેમકે–યોગ અને બૌદ્ધ દર્શન. જીવનની શુદ્ધિ એટલે શું ? તે કેમ સાધવી ? તેમાં શું શું બાધક છે ? વગેરે જીવનને લગતા પ્રશ્નોનો નિકાલ યોગ દર્શને હેય–દુઃખ, હેયહેતુ–દુઃખનું કારણ, હાન–મોક્ષ અને હાનોપાય–મોક્ષનું કારણ એ ચતુર્વ્યૂહનું નિરૂપણ કરીને અને બૌદ્ધ દર્શને ચાર આર્યસત્યોનું નિરૂપણ કરીને કર્યો છે; એટલે કે પ્રથમના દર્શનવિભાગનો વિષય જ્ઞેયતત્ત્વ છે અને બીજા દર્શનવિભાગનો વિષય ચારિત્ર છે.

ભગવાન મહાવીરે પોતાની મીમાંસામાં જ્ઞેયતત્ત્વ અને ચારિત્રને સરખું જ સ્થાન આપ્યું છે તેથી જ તેમની તત્ત્વમીમાંસા એક બાજુ જીવ, અજીવના નિરૂપણ દ્વારા જગતનું સ્વરૂપ વર્ણવે છે અને બીજી બાજુ આસ્રવ, સંવર આદિ તત્ત્વોને વર્ણવી ચારિત્રનું સ્વરૂપ દર્શાવે છે. એમની તત્ત્વમીમાંસા એટલે જ્ઞેય અને ચારિત્રનો સમાનપણે વિચાર. એ મીમાંસામાં ભગવાને નવ તત્ત્વો મૂકી એ તત્ત્વો ઉપરની અડગ શ્રદ્ધાને જૈનત્વની પ્રાથમિક શરત તરીકે કહી છે. ત્યાગી કે ગ્રહસ્થ કોઈપણ મહાવીરના માર્ગનો અનુગામી તો જ માની શકાય કે જો તેણે એ નવતત્ત્વનું જ્ઞાન ન મેળવ્યું હોય તો પણ ઓછામાં ઓછું એના ઉપર શ્રદ્ધા તો કેળવી જ હોય; અર્થાત્ 'જિનકથિત એ તત્ત્વો જ સત્ય છે' એવી ખાત્રી બરાબર કરી હોય. આ કારણથી જૈન દર્શનમાં નવ તત્ત્વના જેટલું બીજા કશાનું મહત્ત્વ નથી. આવી વસ્તુસ્થિતિને લીધે જ વા૦ ઉમાસ્વાતિએ પોતાના પ્રસ્તુત શાસ્ત્રના વિષય તરીકે એ નવ તત્ત્વો પસંદ કર્યા અને તેનું જ વર્ણન સૂત્રોમાં કરી તે સૂત્રોને વિષયાનુરૂપ 'તત્ત્વાર્થાધિગમ' એવું નામ આપ્યું. વા૦ ઉમાસ્વાતિએ

ત્રણે લિંગે સિદ્ધ થાય છે. તીર્થ–કોઇ તીર્થંકરરૂપે અને કોઈ અતીર્થંકરરૂપે સિદ્ધ થાય છે. અતીર્થંકરમાં કોઇ તીર્થ ચાલુ હોય ત્યારે અને કોઇ તીર્થ ચાલુ ન હોય ત્યારે પણ સિદ્ધ થાય છે. ચારિત્ર–વર્તમાનદૃષ્ટિએ સિદ્ધ થનાર ચારિત્રી કે અચારિત્રી નથી હોતો. ભૂતદૃષ્ટિએ જો છેલ્લો સમય લઇએ તો યથાખ્યાતચારિત્રથી સિદ્ધ થાય છે. અને તે પહેલાનો સમય લઇએ તો ત્રણ, ચાર અને પાંચે ચારિત્રથી સિદ્ધ થાય છે. સામાયિક, સૂક્ષ્મસંપરાય અને યથાખ્યાત એ ત્રણ તથા છેદોપસ્થાપનીય સૂક્ષ્મસં૦ તથા યથાખ્યા૦ એ ત્રણ, સામાયિક, પરિહારવિશુદ્ધિ સૂક્ષ્મસં૦ તથા યથાખ્યા૦ એ ચાર, તેમજ સામા૦ છેદોપસ્થા૦ પરિહારવિ૦ સૂક્ષ્મસં૦ યથાખ્યા૦ એ પાંચ ચારિત્ર સમજવાં. પ્રત્યેકબુદ્ધબોધિત–એટલે પ્રત્યેકબોધિત અને બુદ્ધબોધિત–પ્રત્યેકબોધિત અને બુદ્ધબોધિત બંને સિદ્ધ થાય છે. જે કોઇના ઉપદેશ વિના પોતાની જ્ઞાનશક્તિથી જ બોધ પામી સિદ્ધ થાય તે સ્વયંબુદ્ધ બે પ્રકારના છે. એક અરિહંત અને બીજા અરિહંતથી ભિન્ન જેઓ કોઇ એકાદ બાહ્ય નિમિત્તથી વૈરાગ્ય અને જ્ઞાન પામી સિદ્ધ થાય તે. આ બંને પ્રત્યેકબોધિત કહેવાય છે. જેઓ બીજા જ્ઞાની દ્વારા ઉપદેશ પામી સિદ્ધ થાય તે બુદ્ધબોધિત. એમાં વળી કોઇ બીજાને બોધ પમાડનાર પણ હોય છે અને કોઇ માત્ર આત્મકલ્યાણસાધક હોય છે. જ્ઞાન–વર્ત્તમાનદૃષ્ટિએ ફક્ત કેવળ જ્ઞાનવાળો જ સિદ્ધ થાય છે. ભૂતદૃષ્ટિએ બે, ત્રણ કે ચાર જ્ઞાનવાળો

સિદ્ધ થાય છે. બે એટલે મતિ, શ્રુત, ત્રણ એટલે મતિ, શ્રુત, અવધિ, કે મતિ, શ્રુત અને મનઃપર્યાય; ચાર એટલે મતિ, શ્રુત, અવધિ અને મનઃપર્યાય: અવગાહના–ઉંચાઈ–જઘન્ય અંગુલ-પૃથક્ત્વહીન સાત હાથ અને ઉત્કૃષ્ટ પાંચસો ધનુષ ઉપર ધનુષ-પૃથક્ત્વ જેટલી અવગાહનામાંથી સિદ્ધ થાય છે આ તો ભૂતદૃષ્ટિએ કહ્યું. વર્તમાનદૃષ્ટિએ કહેવું હોય તો જે અવગાહના-માંથી સિદ્ધ થયો હોય તે જ બે તૃતીયાંશ અવગાહના કહેવી. અન્તર–વ્યવધાન–કોઈ એક સિદ્ધ થયા પછી લાગલા જ જ્યારે બીજા સિદ્ધ થાય છે ત્યારે તે નિરંતરસિદ્ધ કહેવાય છે. જઘન્ય બે સમય અને ઉત્કૃષ્ટ આઠ સમય સુધી નિરંતર સિદ્ધિ ચાલે છે. જ્યારે કોઈની સિદ્ધિ પછી અમુક વખત ગયા બાદ જ સિદ્ધ થાય ત્યારે તે સાંતરસિદ્ધ કહે-વાય છે. બંને વચ્ચેની સિદ્ધિનું અંતર જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ છ માસનું હોય છે. સંખ્યા–એક સમયમાં જઘન્ય એક અને ઉત્કૃષ્ટ એકસો આઠ સિદ્ધ થાય છે. અલ્પબહુત્વ–ઓછાવધતાપણું–ક્ષેત્ર આદિ જે અગિયાર બાબતો લઈ ઉપર વિચાર કરવામાં આવ્યો છે તે દરેક બાબતમાં સંભવતા ભેદોનું અંદરોઅંદર ઓછાવધ-તાપણું વિચારવું તે અલ્પબહુત્વવિચારણા. જેમકે–ક્ષેત્રસિદ્ધમાં સંહરણસિદ્ધ કરતાં જન્મસિદ્ધ સંખ્યાતગુણા હોય છે. તેમજ ઊર્ધ્વલોકસિદ્ધ સૌથી થોડા હોય છે. અધો-લોકસિદ્ધ તેથી સંખ્યાતગુણા અને તિર્યગ્લોકસિદ્ધ તેથી સંખ્યાતગુણા હોય છે. સમુદ્રસિદ્ધ સૌથી થોડા હોય છે અને

દ્વીપસિદ્ધ તેથી સંખ્યાતગુણા હોય છે. આ રીતે કાલ આદિ દરેક બાબત લઈ અલ્પબહુત્વનો વિચાર કરવામાં આવ્યો છે જે વિશેષાર્થીએ મૂળ ગ્રંથોમાંથી જાણી લેવો. ૭

ગૂજરાતી વ્યાખ્યાસહિત

# તત્ત્વાર્થ સૂત્ર

સમાપ્ત.

# ગૂજરાત વિદ્યાપીઠનાં પુસ્તકોના વેચાણની

## બુકસેલરો સાથેની શરતો

૧. વિદ્યાપીઠ પોતાનાં પ્રકાશનો ઉપર વેપારીઓ અને રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓને ૧૫ ટકા કમિશન આપે છે. સન્મતિતર્ક, ભગવતીસૂત્ર, તત્ત્વાર્થસૂત્ર, પુરાતત્ત્વ ત્રૈમાસિકના બાંધેલા પુસ્તક ઉપર માત્ર ૬¼ ટકા કમિશન આપવામાં આવે છે.

૨. ગૂજરાત બહાર દૂરના વેપારીઓને ગુડ્સથી પુસ્તકો મોકલવામાં આવે તેનું નૂર વિદ્યાપીઠ ભરશે અને કમિશન ૧૫ ટકા આપવામાં આવશે. પારસલ નાનું હશે અને ટપાલ દ્વારા મોકલવામાં આવશે તો ટપાલખર્ચ પુસ્તક મંગાવનારને શિર રહેશે, જો કે કમિશન તો ૧૫ ટકા જ આપવામાં આવશે.

૩. પુસ્તકો ઉપર અથવા તો વિદ્યાપીઠની યાદીમાં પુસ્તકની જે કિંમત છાપેલી હશે તે જ કિંમતે બુકસેલરો પુસ્તકો વેચી શકશે.

૪. વિદ્યાપીઠના ગૂજરાતના આડતિયા તરીકે હાલમાં **મેસર્સ એસ૦ બી૦ શાહ, પાનકોર-નાકા, અમદાવાદ,** અને પુરાતત્ત્વ મંદિર ગ્રંથાવલીના આડતિયા તરીકે **શ્રી૦ શંભુલાલ જગશી શાહ, માદલપુર, અમદાવાદ,** અનુક્રમે કામ કરે છે. પુસ્તકો મંગાવનારે પોતાના ઓર્ડર બારોબાર તેમને મોકલી આપવા વિનંતિ છે.

ગૂજરાત વિદ્યાપીઠ કાર્યાલય
અમદાવાદ
સં૦ ૧૯૮૬ના માહ સુદ ૧૫

**નરહરિ દ્વા૦ પરીખ.**
મહામાત્ર, ગૂજરાત વિદ્યાપીઠ.

# ગૂજરાત વિદ્યાપીઠ દ્વારા પ્રકાશિત પુસ્તકો

## પુરાતત્ત્વમન્દિર ગ્રન્થાવલી

| | | |
|---|---|---|
| વૈદિક પાઠાવલી | સં૦ શ્રી. રસિકલાલ છો૦ પરીખ | ૩–૮–૦ |
| ઉપનિષત્ પાઠાવલી | સં૦ આ૦ દ૦ બા૦ કાલેલકર | ૦-૧૨-૦ |
| પાલી પાઠાવલી | સં૦ મુનિ જિનવિજયજી | ૦-૧૪-૦ |
| પ્રાકૃત કથાસંગ્રહ | ,, | ૦-૧૨-૦ |
| આર્યવિદ્યા વ્યાખ્યાનમાલા (કપડાનું પુઠું) | | ૨–૦–૦ |
| ,, (ચામડાનું પુઠું) | | ૨–૮–૦ |
| પ્રાચીન સાહિત્ય (શ્રી રવીન્દ્રનાથ ઠાકુરના પુસ્તકનો અનુવાદ) | | ૦–૭–૦ |
| અભિધમ્મત્થસંગહો (બૌદ્ધ તત્ત્વજ્ઞાનનો પ્રારમ્ભિક ગ્રંથ) | સં૦ અ૦ ધર્માનન્દ કોસમ્બી | ૨–૦–૦ |
| (આર્યોના તહેવારોનો ઇતિહાસ) | લે૦ ઋગ્વેદી | ૩–૮–૦ |
| અભિધાનપ્પદીપિકા (પાલી શબ્દકોષ) | સં૦ મુનિ જિનવિજયજી | ૫–૦–૦ |
| કાવ્યપ્રકાશ (૧થી ૬ ઉલ્લાસ) | અનુવાદક શ્રી રા૦ વિ૦ પાઠક, અને શ્રી૦ ર૦ છો૦ પરીખ | ૧–૮–૦ |
| ધમ્મપદ | સં૦ અ૦ ધર્માનન્દ કોસમ્બી | ૧–૦–૦ |
| સમાધિમાર્ગ | લેખક ,, | ૦–૮–૦ |
| બૌદ્ધસંઘનો પરિચય | ,, | ૨–૦–૦ |
| પ્રાકૃત વ્યાકરણ | લે૦ પંડિત બેચરદાસ જીવરાજ | ૪–૦–૦ |
| સન્મતિતર્ક ભાગ ૧, ૨, ૩, ૪ | સં૦ પં૦ સુખલાલજી તથા પં૦ બેચરદાસ (પ્રત્યેકના) | ૧૦–૦–૦ |
| ,, ,, ૫ | ,, | (છપાય છે) |
| ભગવતીસૂત્ર ભાગ ૧, ૨ (મૂળ અને ગુજરાતી અનુવાદ) | અનુ૦ પં૦ બેચરદાસ (પ્રત્યેકના) | ૯–૦–૦ |
| ,, ,, ૩ | અનુ૦ પં૦ ભગવાનદાસ | ૧૦–૦–૦ |

તત્ત્વાર્થસૂત્ર ભાગ ૧ (મૂળ અને ગુજરાતી અનુવાદ)
વિવેચક પં૦ સુખલાલજી ૦-૧૨-૦
„ „ ૨ „ „ ૧-૪-૦
„ (બંને ભાગ પાકા પૂઠામાં ભેગા બાંધેલા) ૨-૪-૦
સુત્તનિપાત (ગુજરાતી અનુવાદ) અનુ૦ અ૦ ધર્માનન્દ
કોસમ્બી (છપાય છે)
મજ્ઝિમનિકાય „ „
પ્રાચીન ગુજરાતી ગદ્યસન્દર્ભ સં૦ મુનિ જિનવિજયજી „
પ્રબન્ધચિન્તામણિ „ „

**બાલસાહિત્ય**

ચાલણગાડી (નાની) (સચિત્ર) ૦-૧-૩
„ (મોટી) ૦-૧-૬
ચણીબોર (બાલકવિતાઓનો સંગ્રહ) ભા૦ ૧-૨-૩ ૦-૫-૦
રાયણ (ચણીબોરથી આગળના અભ્યાસ માટે) „ ૧ ૦-૩-૦
„ „ „ ૨ ૦-૩-૦
ગુજરાતી પહેલી ચોપડી ૦-૨-૦
ગુજરાતી બીજી ચોપડી ૦-૨-૯

**વિનયમન્દિર માટે ઉપયોગી**

પૂર્વરંગ (પ્રાચીન ભારતવર્ષનો ઇતિહાસ) લે૦ આ૦ દ૦
બા૦ કાલેલકર અને શ્રી૦ નરહરિ પરીખ ૧-૦-૦
ઐતિહાસિક વાર્તામાલા (મુગલ વંશ) લે૦ શ્રી૦
નાજુકલાલ ચોકસી ૦-૧૨-૦
હિન્દી તવારીખ(તુર્ક અને પઠાણ રાજ્ય)નાજુકલાલ ચોકસી ૦-૧૦-૦
બ્રિટિશ રાજ્યતન્ત્ર અને આપણી મહાસભા ૦-૧૦-૦
કરંડિયો સંયોજક શ્રી નરહરિ દ્વા૦ પરીખ ૦-૧૦-૦
સંક્ષિપ્ત કરણઘેલો ૦-૧૦-૦
કાવ્ય પરિચય, ભાગ ૧ તથા ૨ સંગ્રાહક શ્રી. રા.
વિ૦ પાઠક અને શ્રી. ન૦ ના૦ પારેખ ૧-૪-૦

Poetical Selections (વિનીત વર્ગ માટે) ૦–૮–૦
નક્ષત્રમાલા ૦–૧–૦
સદ્બોધશતક (છપાય છે)

**મહાવિદ્યાલયના ઉપયોગ માટે**

સમ્પત્તિશાસ્ત્ર ભાગ ૧ ૦–૩–૦
" " ૨ ૦–૮–૦
" " ૩–૪ ૧–૪–૦
" " ૫–૬ ૦–૫–૦
હિન્દી રાષ્ટ્રીય ખર્ચ અ૦ ખુશાલ ત૦ શાહ ૦–૮–૦
વ્યાપારી ભૂગોળ ભાગ ૧ લે૦ શ્રી. ચન્દુલાલ ભ૦ દલાલ ૨–૮–૦
પ્રાકૃતિક ભૂગોળ લે. શ્રી. છોટાલાલ બા૦ પુરાણી ૦-૧૨-૦
આંકડાશાસ્ત્રનાં મૂળતત્ત્વો લે. શ્રી. ચન્દુલાલ ભ૦ દલાલ ૧–૪–૦
Readings in English Prose ૧–૪–૦
Poetical Selections (પ્રથમા માટે) ૦–૮–૦
પ્રમાણશાસ્ત્ર પ્રવેશિકા લે. શ્રી. રામનારાયણ વિ. પાઠક ૨–૦–
મન્તાખે બાતે ઉર્દૂ સંગ્રાહક મૌ૦ અબૂ ઝફર નદવી ૦–૪–૦
ગોવિન્દગમન સંગ્રાહક શ્રી રા૦ વિ૦ પાઠક, અને શ્રી૦ ન૦ ના૦ પરિખ ૦–૫–૬

**સામાન્ય ઉપયોગ**

શિક્ષણ વ્યાખ્યાનમાલા ૦-૧૦-૦
બાલવાર્તા (વ્યાખ્યાન) ૦–૪–૦
ગણિતની પરિભાષા ૦–૪–૦
Education for Life (By General Armstrong) ૦–૩–૦
A Preparation for Science (R. B. Gregg) ૦-૧૨-૦
'પુરાતત્ત્વ' ત્રૈમાસિકના અંકોની વાર્ષિક ફાઈલ-પ્રત્યેકના ૫–૧૨–૦
'સાબરમતી' દ્વૈમાસિકના અંક–ભિન્ન ભિન્ન વર્ષોના અંક ૨–૦–૦

---